કાઠીઆવાડ સમાચાર પત્રની
૧૯૧૪ ની સાલની
ભેટ.

# સુભાષિત
# મુક્તામાળા.

સંપાદક
હરખચંદ રઘુનાથજી મણીઆર.
એડીટર, કાઠીઆવાડ સમાચાર.

મનહર પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ

કાઠીઆવાડ સમાચારની ૧૯૧૪ ની સાલની ભેટ

ૐ શ્રી.

# સુભાષિત મુકતામાંળા.

સંપાદક—હરખચંદ રઘુનાથજી મણીઆર

અધિપતિ—કાઠીયાવાડ સમાચાર.

છાવી પ્રસિદ્ધ કર્તા,

ભાઇશંકર છગનલાલ રાવળ,

( નિલકંઠના અખાડાના કારભારી )

મેનેજર, કાઠીયાવાડ સમાચાર.

અમદાવાદ.


આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૦ સને ૧૯૧૪

આ પુસ્તકનો ડીઆચાવાળો પહેલો ફરમો અમદાવાદ પાનકોરના નાકે 'મનહર' પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપેલ છે અને બાકીની આખી બુક વિષ્ણુ પ્રેસમાં હરીદાસ મેઘજી પારેખે છાપેલ છે.




કીંમત રૂ. ૦—૮—૦

**શ્રીયુત્ જાની વિદ્યારામ દલસુખરામ.**



અમદાવાદના ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ જ્ઞાતિના જાણીતા અગ્રેસર
અને અષ્ટમ બ્રહ્મસમાજના સ્વાગત મંડળના ઉપપ્રમુખ.

G. P. Press Ahmedabad



યાજ્ઞિક કૂળદિપક પરમ સ્નેહી શ્રીયુત
વિદ્યારામ હલસુખરામ યાજ્ઞિક.

આપના ઉત્તરોત્તર ચઢતા જતા સ્નેહને
અવલંબિ આ સુભાષિત મુક્તામાળા
નામનું લઘુ પુસ્તક આપના
પ્રેમપરિશિલનાર્થે
આપને અર્પણ
કરૂં છું

ૐ

આપનો
બી. સી. રાવળ.

# પરિશિલન.

ઔદિચ્ય સહસ્રની વિપ્ર જ્ઞાતિમાં યાજ્ઞિકકુળદિપક જ્ઞાતિભૂષણ શ્રીયુત **વિદ્યારામ** ભાઇનો જન્મ, તેમના મોશાળમાં કવિ **બુલાખીરામ ચકુરામને** ઘેર સને ૧૯૨૫ ના ફાલ્ગુન શુકલ ૮ ભ્રગુવારે દિવસના ચઢતા પહોરે થયો હતો. કવિ **બુલાખીરામ**થી વાંચકવૃંદ ઓછાજ અજાણ્યા હશે ! એઓ કવિશ્રીને ગાયકવાડ સરકાર સેનાખાસખેલ સમશેર બહાદુરે પોતાના રાજ-કવિની પદ્વિ બક્ષી હતી અને તેમના ગુજર્યા બાદ મહારાજાધિરાજ મહા-રાજ શ્રી શયાજી મહારાજે રૂ. ૨૦૦૦, અને કચ્છ મહારાજા શ્રી ખેંગાર-જીએ રૂ. ૫૦૦, કવિશ્રીના ગુણોની કદર કરી, તેમની વિધવા તથા કુટુંબના ભરણપોષણાર્થ મોકલાવ્યા હતા.

કવિ **બુલાખીરામનાં** કાવ્યો વાંચી હરકોઇ એમજ કહેશે કે ગુજ-રાતી ભાષાનાં તેમનાં પદ–ભજન સમયસુચક વાણીનાં રસાલંકારિક કુદ-રતી કાવ્ય ગુર્જરભાષાને ગૌરવ અર્પનાર છે. તેઓશ્રીના સરસ્વતીપ્રાસા-દિત ગૃહમંદિરમાં જન્મ પામેલપર, તે દેવિની પ્રતિભા પડે એ નિઃસંશય છે. વળી એ કવિના મિત્ર **મહાસુખરામ** નરભેરામ પણ હિંદી ભાષાના સારા કવિ ગણાઇ ગયા છે. તે ગૃહના જન્મસંસર્ગથી **વિદ્યારામભાઈ** બાલ કિશોર, પૌગંડ અને યુવાવસ્થામાં આવ્યા. એમના પિતાશ્રીનું કૂળ પણ જ્ઞાતિમાં ઘણું ઉત્કૃષ્ટ અને પ્રમાણિક ગણાય છે. એમના ખડવડીઆના બાપ **જગન્નાથ** જાનિ આખી ઔદિચ્ય સહસ્રની બ્રહ્મજ્ઞાતિમાં માનપ્રદ કરતાકારવતા ગણાતા હતા.

તેમના પુત્ર **અભેરામ** જાનિ, તેના **બાપુજી** જાનિ અને તેમના પુત્ર **દલસુખરામ** જાનિ જેકે **વિદ્યારામભાઇ**ના પિતાશ્રી થાય. તેમનું પણ જ્ઞાતિ સમસ્તમાં સારૂં માન વંશપરંપરા ઇક્ષુદંડની ઉતરતી કાતળી જેમ અધિક પ્રીય થાય છે તેમ હતું.

તેમના પુત્ર **વિદ્યારામભાઇ**ની પુખ્ત વય થતાં સમગ્ર જ્ઞાતિનું શુભ ચિંતક પેઢિધર ચાલતાં આવેલાં કાર્યનું શ્રેષ્ઠ પદ જાળવી રાખવા પોતાના પ્રયાસથી તેમાં સુપ્રયત્ન કરતા રહેલા છો. વળી આપે ઔદિચ્ય સહસ્ર અષ્ટમબ્રહ્મસમાજના સ્વાગતમંડળીના ઉપપ્રમુખનું કાર્ય ઘણા પ્રેમપૂર્વક આગળપડતો ભાગ લઇ ઘણા હેતથી બજાવ્યું છે.

આપનું કુટુંબ કુલિન છે અને આપ એવા ઉત્કૃષ્ટ પદને પામ્યા છતાં નિરાભિમાનપણું, ઉદારચિત્ત તથા આ બાલવૃદ્ધસહ સંમિલનસાર સ્વભાવાનુવર્તિ તથા ઔદિચ્યહિતેચ્છુસભાના લાઇફ મેમ્બર હોઇ ઓનરરી સેક્રેટરીનું કામ કરી, અનિષ્ટ રિવાજના વિધ્વંસક તથા સુમાર્ગગ્રાહિ બની, આખી જ્ઞાતિનું ભલું કરવા માટે બ્રહ્મસમાજનાં ઘણાં સંમેલનોમાં તત્પર રહી–પ્રથમ બ્રહ્મસમાજ શરૂ થતા વખતનું ચોથા રોજનું ખરચ ઉદાર દિલથી પોતે ઉપાડી લીધેલું તથા અષ્ટમ બ્રહ્મસમાજનો બધો ખર્ચ પણ પોતે ઉપાડેલ છે તેમ સમય પ્રમાણે જ્ઞાતિભોજન, બ્રહ્મભોજન અને સ્વાગતમાં તમામ ખરચ પદરનું કરવાના ઉમંગી તથા મહાસુખરામ જેવા બાહોશ કવિને ગ્રંથ પ્રસિદ્ધિમાં ઉત્તેજન આપનાર–વિદ્યાનુરાગી, ધાર્મિક. સંસારિક સુધારાના નેતા તથા અસ્ખલિત પ્રયાસવંત તેમ રાજનગર ( અમદાવાદ ) માં જાણીતા ખાનદાન કુટુંબના, તેમ જ્ઞાતિનાં વિવિધ સ્થળોએ સમાન સુકીર્તિનો સુવાસ સ્ફુરેલ જોઇ મને અત્યાનંદ થાય છે. આપણી જ્ઞાતિની ત્રીજી બ્રહ્મસભા અમદાવાદખાતે ભરવાનું આમંત્રણ કરનાર ઘણાજ ઉદાર દીલના અને જ્ઞાતિસેવા બજાવવામાં પણ ઉત્સુક નર હોઇ, મારા અખંડ પ્રેમી મિત્રતરીકે સરળતા અને સાદાઇ આદિ ઉચ્ચ ગુણગ્રાહિ તેમ ધર્મપુસ્તકોઉપર પૂર્ણ શ્રદ્ધાવંત ઉત્તમ કુળદિપક છો અસ્તુ.

લી. આપનો સદાનો પ્રેમાભિલાષી.

**ભાઇશંકર છગનલાલ રાવળ.**

નિલકંઠના અખાડાના કારભારી.

**અમદાવાદ.**



# પ્રસ્તાવના.

આધુનિક સમયે કેટલાંક પુસ્તકો એવાં પ્રસિદ્ધ થાય છે કે જેથી જનસમાજનું હિત થવાને બદલે ઉલટું એથી અનર્થ નુકશાન-થવાનો વધારે સંભવ ઉત્પન્ન થાય છે.

હાલમાં નવલકથાઓ ભેટમાં આપવાનો પ્રચાર અધિક દૃષ્ટિગોચર થાય છે, તેમાંની કેટલીક નવલકથાઓ બિલકુલ તત્વ વગરની જોવામાં આવે છે અને કેટલીક અનીતિમય તથા ઉચ્છૃંખલ વૃત્તિવાળી નજરે પડે છે; તેના કરતાં સુજ્ઞ વિદ્વાન લેખકો કદાચ યોગ્ય વાંચન નવિન નીપજાવી શકવા અસમર્થ હોય તો આપણા પૂર્વજ ઋષિ મુનિ અને વેદવ્યાસે જે જ્ઞાનભંડાર આપણે માટે સંગ્રહ કરી વારસામાં સોંપેલ છે તેનો અનુવાદ કરી, સારાં નીતિમય પુસ્તકો તૈયાર કરવામાં આવે તો સર્વને વધારે હિતકર થાય, એમ મારી અલ્પમત્યાનુસાર માનવું છે અને તેજ વિચારની શ્રેણીમાં સંકલિત થઇ આપણાં ધર્મશાસ્ત્રો અને નિતિના પ્રાચીન ગ્રંથોનો અભ્યાસ કરવા કરતાં તેમાં સમાયેલાં સત્ય તત્વો અને અમુલ્ય બોધ-વચનો દૃષ્ટિપ્રદર્શિત થતાં તેનો સર્વની જાણ માટે સંગ્રહ કરી પ્રસિદ્ધ કરવા અભિરૂચી ઉત્પન્ન થતાં આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે જેમાં-

૧ રાજનીતિ ૨ સામાન્ય નીતિ ૩ પ્રારબ્ધની પ્રબળતા
૪ ઉદ્યોગની આવશ્યકતા ૫ વિદ્યાનો પ્રભાવ. ૬ કાવ્ય પ્રશંસા
૭ લક્ષ્મિનો સ્વભાવ. ૮ પરોપકાર ૯ સજ્જન તથા દુર્જનનાં લક્ષણ.
૧૦ સત્સંગના ફાયદા ૧૧ જીવિત સાફલ્ય ૧૨ સતપુત્રનાં લક્ષણ.
૧૩ સંગિત ૧૪ ઋતુ વર્ણન ૧૫ રસવર્ણન ૧૬ સ્ત્રી સ્વભાવ
૧૭ ભક્તિનો મહિમા ૧૮ યોગવિદ્યા ૧૯ ભક્તનાં લક્ષણ તથા ૨૦ પ્રાસ્તાવિક નીતિવિષયક સુત્રને અનેક ગ્રંથોમાંથી તત્વરૂપે તૈયાર કરવામાં આવેલાં છે. જેમાંનાં પ્રસંગવશાત્ ઘણાંખરાં સુત્રો અમારા થકી ચાલતા 'કાઠિયાવાડ સમાચાર' નામે અઠવાડીક પેપરમાં પ્રસિદ્ધ કરવામાં આવેલાં તથા કેટલાંક સ્નેહિ મુરબ્બી વિદ્વદ્વર્યોને વંચાવેલાં; તેઓના તરફથી પુસ્તકના રૂપે આ સુત્રો બહાર પાડવા આગ્રહસહ સુચિત થવાથી તે સુત્રો-માં વધારો સુધારો કરી વિષયવાર ગોઠવી શુશિક્ષિત સદ્ગુણી વાચકવર્ગ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આ પુસ્તકમાં લખાયેલાં સુત્રો ઘણાંજ અમુલ્ય છે એમ મારે કહેવું તે કરતાં સદ્‌ગુણી જનસમાજ વાંચી મનન કરી તે તે સુત્રોનું રત્નવત્ અમુલ્યપણું આંકશે અને જનસમાજનું હિત આવા તત્વબોધથી મહત્ પ્રમાણમાં સધાશે એવી તુલના કરશે તો હું અલ્પજ્ઞ લેખકનો શ્રમ સફળ થયો સમજી વિરમીશ. ઈત્યોમ્. પ્રકાશક.

રાવળ બાઈશંકર છગનલાલ

નીલકંઠ મહાદેવના અખાડાના કારભારી.

અમદાવાદ.

---

# વિષયાનુક્રમણિકા.

# સુભાષિત મુક્તામાળા.



## રાજનીતિ.



૧ રાજા જો વૃદ્ધ લોકોના સમાગમમાં રહે તો જેમ ચંદ્ર સમુદ્રની વૃધ્ધીના કારણરૂપ થાય છે તેમ તે જગતની વૃધ્ધિના કારણરૂપ થાય છે.

૨ જે રાજા ધર્માત્મા, પ્રજાપાલન કરવામાં તત્પર, તથા શત્રુઓના પૂરને સારી રીતે જીતનાર હોય તેને પ્રજાપતિના જેટલું માન મળે છે.

૩ રાજા મેઘની માફક પ્રાણીઓના આધાર રૂપ છે, સમયપર મેઘ, ન હોય તો ચલાવી શકાય છે (જીવાય છે) પણ જો રાજા ન હોય તો જીવી શકાતુંજ નથી.

૪ જે રાજા મંત્રીઓ વિગેરેના પ્રેમવાળો, સારીરીતે કેળવાએલો અને પ્રજા ક્ષેમમાં આનંદ માનનારો હોય તે રાજા અતુલ્ય સંપત્તિવાન થાય છે.

૫ રાજામાં ઇશ્વરી અંશ રહેલો છે એટલે કે રાજા સર્વ દેવરૂપ છે. દેવના કરતાં પણ રાજા અધિક છે, કારણ કે રાજાથી શુભાશુભ કર્મનું ફળ તુરત અપાય છે અને દેવતાઓ તો જન્માંતરમાં આપી શકે છે.

૬ રાજા બાળક હોય તોપણ તે સાધારણ માણસ છે એમ માની તેની અવજ્ઞા કરવી નહિ કેમકે રાજા મનુષ્યરૂપે મોટો દેવ છે.

૭ રાજા કે જેના પ્રસાદમાં લક્ષ્મી છે, પરાક્રમમાં વિજય છે, અને ક્રોધમાં મૃત્યુ છે તેને સર્વદા દેવમયજ ગણવો જોઈએ.

૮ પાત્રમાં દાન, ગુણ ઉપર પ્રેમ, પરિજનોની સાથે સુખભોગ, અભિપ્રાય સમજવાની શક્તિ, અને રણમાં લડવાની હિંમત, એ પાંચ ગુણો રાજામાં અવશ્ય હોવા જોઈએ.

૯ જે રાજા ન્હાનાઓને વધારે, બહુ ઉંચે ચડેલાને નમાવે, નમેલાઓને ઉંચે લાવે, મળેલાઓને જુદા પાડે, અને ગ્લાની પામેલાઓને સેવન આપે, તે રાજા લાંબા કાળસુધી આનંદ ભોગવે છે.

૧૦ જેઓ ધર્મશાસ્ત્રના અર્થો કરવામાં પ્રવિણ હોય, ઉત્તમ કુળમાં જન્મેલા હોય, સત્યવાદી હોય અને શત્રુ તથા મિત્રમાં સમદ્રષ્ટી રાખનારા હોય એવા સભાસદો રાજાએ રાખવા જોઈએ.

૧૧ રાજાનો પુરોહિત વેદોને તથા વેદોનાં અંગોને જાણનારો, જપ ત

તથા હોમમાં તત્પર રહેનારો. અને નિત્ય રાજાનું ભલું ચાહનારો હોવો જોઇએ.

૧૨ રાજાએ ન્યાયાધીશ કુળવાન, સારા સ્વભાવવાળો, સર્વ ધર્મમાં તત્પર રહેનારો તથા પ્રવિણ રાખવો જોઇએ.

૧૩ રાજ્ય વેદ આયુર્વેદના સંપુર્ણ અભ્યાસવાળો હોય, સર્વને પ્રિય લાગે એવા દેખાવવાળો હોય, સારા સ્વભાવવાળો અને સદગુણ સંપન્ન હોય.

૧૪ રાજ્ય મિત્ર એવો હોવો જોઇએ ગુપ્ત વિચારો ઉપર અને યુકિતઓ ઉપર પ્રીતિવાળો હોય, દેશને તથા સમયને જાણતી સ્થિતિવાળો હોય, અને સંપુર્ણ રીતે રાજાનો ભક્ત હોય એવો હોવો જોઇએ.

૧૫ રાજ્યનો ખજાનો તે રાજાનો ખરો પ્રાણ છે માટે તેમાં વિશેષ વૃધ્ધી ન કરી સકાય તો પણ દરરોજ એકએક કોડી પણ ખજાનામાં વધારતી જવી જોઇએ.

૧૬ રાજા સ્વભાવે ઉદાર તથા મોજશોખને ચહાનારા હોય છે તેથી રાજ્ય ખજાનાની વ્યવસ્થા કરવા મંત્રિ કમંડલના જેવા ગુણવાળો હોવો જોઇએ કારણકે કમંડલ લીયે છે ઘણું અને આપે છે થોડું.

૧૭ રાજાએ એવો મંત્રી પસંદ કરવો જોઇએ કે જે પોતાના દેશનો હોય, કુળવાન હોય, કુળની પધ્ધતિ પ્રમાણે સદાચાર પાળતો હોય, લાંચથી દુર રહે એવો હોય, પવિત્ર તથા સુક્ષ્મ વિચારોને જાણનારો હોય, વ્યસનોથી રહિત હોય, કદી પણ નિમકહરામી ન કરે એવો હોય, સારી રીતે ભણેલો તથા વહેવારમાં કુશળ હોય, કુળ પરંપરાથી રાજ્યનો નોકર હોય, તથા ધન પ્રાપ્તિ સારી રીતે કરવાની શકિત વાળો હોય.

૧૮ રાફડામાં લીન થએલા સર્પનો સંગ્રહ કરી શકે તેજ ગારડી તરીકે વખણાય છે તેમ કુલીન માણસોનોજ સંગ્રહ જે મંત્રી કરી શકે તે મંત્રિ વખણાય છે.

૧૯ જે મંત્રિ રાજાને પ્રીય લાગે એવું ખરી વાત છુપાવી બોલવાની ટેવવાળો હોય તે મંત્ર રાજ્યનો હેતુ નહિ પણ શત્રુ ગણાય છે.

૨૦ જે માણસ મુર્ખ, વ્યસની, લોભી, અપ્રવિણ, બીકણ, ક્રુર અને અન્યાયી હોય તે મંત્ર પદને લાયક નથી.

૨૧ જે મંત્રિ શાસ્ત્રોને જાણનારો, કપટી લોકોના કપટને શોધી કાઢવામાં નિપુણ, સારી રીતે સભામાં ભાષણ કરનાર, બનતાં સુધી ક્રોધને સમાવનારને

મિત્રો પોતાના તથા પરાયા એઓમાં તુલ્ય દ્રષ્ટી રાખનાર, હાજર જ-
વાબી; આશ્રતોનું પાલન કરનાર, દુષ્ટોને તોડનાર, ધર્મ કાર્યમાં રૂચીવાળો,
શત્રુઓના અભિપ્રાય જાણવામાં તત્પર રહેનાર, અને રાજાના ક્રોધને
સમાવી શકે એવો હોય તે મંત્રિ અત્યુત્તમ ગણાય છે.

૨૨ રાજાએ જે માણસ સઘળાં નિતિ શાસ્ત્ર જાણનાર હોય, વાહનોની ત્રિ-
યામાં પરિપુર્ણ અભ્યાસવાળા હોય અને શુરતા પરાક્રમ તથા બીજા
સદ્ગુણોથી યુક્ત હોય તેને સેનાપતિ સ્થાપવો જોઇએ.

૨૩ સેનાપતિ શુરવિર, અર્થ શાસ્ત્રમાં પ્રવિણ, શાસ્ત્ર વિદ્યાના પુર્ણ અ-
ભ્યાસવાળો, સંગ્રામ રૂપી ક્રીડામાં ચતુર, સેનાના ચારે અંગોની યોજના
જાણનારો, સ્વામિની આજ્ઞા પ્રમાણે વર્તનારો અને રાજ્ય પ્રજામાં
સર્વને પ્રિય હોય તો તે સેનાપતિ રાજાને વિજય મેળવી આપે છે.

૨૪ પુરોનું ભેદન કરી નાંખવા, શત્રુઓના યુદ્ધાઓની ઉન્નતિને તોડી નાંખવા
કિલ્લાઓને પાડી નાંખવા, શત્રુઓના મનમાં ભય ઉપજાવવા શત્રુ-
ઓના વ્યુહને છીન્નભિન્ન કરી નાખવા તથા ઝાડ જંગલને ઉખેડી ના-
ખવા જે રાજાના કબજામાં હાથીઓનો સમુહ હોય છે તે રાજા શત્રુને
જીતવા સમર્થ થાય છે અને રણ ભુમિમાં અવશ્ય વિજય મેળવે છે.

૨૫ ઘોડા શસ્ત્રો તથા અસ્ત્રોથી ભેદાઇ ગયો હોય તથા ઘણા શ્રમથી થાકી
ગયો હોય તો પણ યુદ્ધમાં પોતાના સ્વામીને છોડી દેતો નથી, તેથી જે
રાજા પાસે ઘોડાઓ વિશેષ હોય છે, તે રાજા વિજય મેળવી શકે છે,
પૃથ્વિ કબજામાં રાખી શકે છે, તથા કીર્તિ મેળવી શકે છે.

૨૬ રાજાએ પ્યાદલ લશ્કર અને સ્વભાવિક શુરતા વાળું, અસ્ત્ર વિદ્યાને
જાણનારૂં સ્વામીની ઉપર પરમ પ્રેમવાળું, શ્રમથી કાયર ન થાય એવું
રાખવું જોઇએ

૨૭ પ્યાદલ લશ્કરે સર્વ અંગોથી પહેલાં યુદ્ધ કરવું જોઈએ, સઘળા સૈન્યનું
પાલન કરવું જોઇએ, તથા દીશાઓ માર્ગ તથા મોખાઓની શોધ
ચલાવવી જોઇએ.

૨૮ પુરી મજબુતી વાળું થોડું સૈન્ય હોય તે મજબુતી વગરના મોટા સૈન્ય
કરતાં સારૂં ગણાય છે. કારણ કે સૈન્યમાં નમાલાં માણસોમાં ભંગાણ
પડે તો તે શુર સૈન્યમાં પણ ભંગાણ પાડે છે.

૨૯ રાજાએ કિલ્લેબંધી અત્યુત્તમ રાખવી જોઈએ કારણ કે હજારો હાથી તથા
ઘેડાઓથી જે કાર્ય સિધ્ધ ન થાય તે કિલ્લાના પ્રતાપથી સિદ્ધ થાય છે

૩૦ ઝેર વગરનો સર્પ અને મદ વગરનો હાથી જેમ સર્વને વશ થઇ જાય છે, તેમ કિલ્લા વગરના રાજાને પણ વશ થવું પડે છે. કારણ કે કિલ્લામાં ઉભેલો એજ શસ્ત્રધારી સેંકડોની સામે લડી શકે છે. માટે નિતી જાણનાર રાજાએ કિલ્લાબંધી અવસ્ય કરવી જોઇએ.

૩૧ રાજાએ કિલ્લા મજબુત અને જળવાળા કરાવવા અને તેમાં દ્રવ્ય તથા અનો સંગ્રહ રખાવવો.

૩૨ રાજાએ દુત પુરી સ્મરણ શક્તિવાળો બોલવામાં વિચીક્ષણ બુદ્ધિમાન વિદ્વાન પરાયાનો ભાવ જાણી લેનારો ધીર અને ન્યુનાધિક કર્યા વગર જેટલા સમાચાર આપ્યા હોય તેટલાજ કહેનાર હોય એવો રાખવો જોઇએ.

૩૩ દુત એવો હોવો જોઇએ કે જે શસ્ત્રોને ઉગામેલાં દેખે તો પણ યથાર્થ વાતજ કરે, દુતે ખોટી વાત કરવી નહિ તથા પોતાનું અવધ્યપણુંજ રાખવું જોઇએ.

૩૪ દુત ગુણવાન, ચતુર, ભક્ત, દબાય નહિ એવો, વ્યસન વગરનો, ક્ષમાવાન, પરાયા મર્મને જાણનાર તથા હાજરજવાબી હોવો જોઇએ.

૩૫ રાજા વિદ્યમાન છતાં પણ જો રાજ્યમાં સારા દુતો ન હોય તો રાજ્ય રહેતું નથી માટે રાજાએ પ્રયત્ન પુર્વક સારા દુતો રાખવા જોઇએ.

૩૬ રાજાની પાસે લખનાર એકવાર કહ્યાથીજ સમજી જાય, હાથની ઝડપવાળો, જીતેંદ્રિય અને વ્યાકરણ શાસ્ત્રમાં પ્રવિણ હોય એવો રાખવો જોઇએ.

૩૭ રાજાએ દ્વારપાળ મનના ભાવને તથા આકારોના તત્વને જાણનાર, બળવાન, સારા રૂપવાળો, સમયને જાણનાર તથા સ્વામી ભક્ત રાખવો જોઇએ.

૩૮ રાજાએ રસોઇઓ પુત્ર પૌત્રાદિકવાળો, ગુણવાન, શાસ્ત્રોને જાણનારો, પ્રિય બોલનાર, શુરવીર અને પરિશ્રમ સહન કરી શકે એવો રાખવો જોઇએ.

૩૯ રાજાએ અંતઃપુરમાં કાણા, કુબડા, નપુંસકો, વૃદ્ધ અને પાંગળાઓનેજ રાખવા જોઇએ.

૪૦ રાજાએ સ્ત્રીઓનું હમેશાં સુક્ષ્મ પ્રસંગથી પણ રક્ષણ કરવું કારણ કે નહિ રક્ષણ થવાથી બંને કુળને શોક પ્રાપ્ત થાય છે.

૪૧ રાણીઓએ હમેશાં હર્ષમાં રહેવું, ગ્રહકાર્યમાં તત્પર રહેવું, સુંદરવ

આભુષણોથી મુક્ત રહેવું તથા ખર્ચમાં અમુક્ત હસ્ત રહેવું જોઇએ.

૪૨ સુર્ય તેજસ્વી છે પણ કિરણો શિવાય જેમ તે શોભે નહિ તેમ રાજા પ્રજાનું કલ્યાણ કરનાર હોય તો પણ સેવકો વગર તે શોભતો નથી એટલા માટે રાજાએ દરેક કાર્ય કરી શકે એવા સેવકો અવસ્ય રાખવા જોઇએ.

૪૩ સેવક એવો હોવો જોઇએ કે જેને રાજાએ તાડન કરેલ હોય, હલકા શબ્દો કહ્યા હોય, દંડ કર્યો હોય, તોપણ તે નિમકહરામ થવા ચિંતવન કરે નહિ.

૪૪ જે સેવક વગર બોલાવે સન્મુખ આવી ઉભો રહે, હમેશાં દ્વારમાં ઉભો રહે, પુછવાથી સત્ય અને થોડું બોલે, રાજાનું નબળું કરનારને જોઇ તેનો નાશ કરે, ક્ષુધા તથા નિંદ્રાને વશ ન હોય, ટાઢ તડકો સહન કરી શકે તેવો હોય, સંગ્રામની વાત સાંભળતાંજ પ્રસન્ન મુખથી પાસે આવી ઉભો રહે તેજ સેવક રાજાને યોગ્ય છે.

૪૫ સ્વામિની આજ્ઞાને જે સેવક સમવિષમ માને, જે આળસુ, બહુ બોલનારો, ક્રુર, સ્તબ્ધ, વ્યસની, શઠ, અસંતોષિ, અરાજ્ય ભક્ત હોય તેવાને ઐશ્વર્યની ઇચ્છા રાખનાર રાજાએ કદી પણ રાખવો નહિ.

૪૬ રાજા જો પ્રજાનું રક્ષણ કરે તો પ્રજા પણ રાજાનું માન વધારે છે. અને રાજાનું માન વધારવાથી કલ્યાણ થાય છે, પણ જો રાજા પ્રજાનો નાશ કરે તો રાજાનો નાશ એની મેળેજ થાય છે.

૪૭ રાજાએ નમ્રતાથી પોતે વર્તવું, પછી અમાત્યોને વિનય શીખવવો, પછી સેવકોને, પછી પુત્રોને અને છેવટે પ્રજાને પણ નમ્રતાથી ચલાવવી.

૪૮ રાજા જો ધર્મિષ્ટ હોય તો પ્રજા પણ ધર્મિષ્ઠ થાય છે, રાજા પાપી હોય તો પ્રજા પણ પાપી થાય છે. લોકો રાજાનું અનુકરણ કરે છે કહેવત છે કે "યથા રાજા તથા પ્રજા" જેવો રાજા તેવીજ પ્રજા થાય છે.

૪૯ સાધારણ મનુષ્યના કરતાં રાજામાં ક્ષમા, ધૈર્ય, આજ્ઞા, દાન, અને પરાક્રમના ગુણો વિશેષ હોવા જોઇએ.

૫૦ રાજાએ પ્રજાને કદાપિ પીડવી જોઇએ નહિ કારણ કે પ્રજા પીડન રૂપ સંતાપથી ઉત્પન્ન થએલો અગ્નિ રાજાના કુળનો, રાજ્ય લક્ષ્મીનો અને રાજાના પ્રાણનો નાશ કરે છે.

૫૧ રાજા જો બરાબર નિયમિત ન હોય તો નોકા ચલાવનાર વિના નોકા જેમ સમુદ્રમાં ડુબી જાય છે તેમ પ્રજાનો નાશ થાય છે.

૫૨ રાજાની મહેરબાની અને ક્રોધનું ફળ ગાળવુંજ જોઇએ કારણ કે સ્ત્રિઓ જેમ નપુંસક સ્વામિની ઇચ્છા કરતી નથી તેમ જે રાજાનો પ્રસાદ નિષ્ફળ હોય અને ક્રોધ નિરર્થક થાય તેવા રાજાને કોઇ ઇચ્છતું નથી.

૫૩ રાજાએ મદિરાપાન, સોગઠાની રમત, મૃગયા, ગાયન અને વાદ્ય એટલાનું સેવન યુકિતથી કરવું કારણ કે તે પ્રસંગો દોષવાન છે.

૫૪ જે રાજા કર્મ, મન, વાણી, અને નેત્ર એ ચારે પ્રકારે કરી પ્રજાને ખુશી કરે છે તે રાજા પ્રજાની પ્રીતિ પણ દીનપ્રતિદિન વધતી જાય છે.

૫૫ પિતા ભ્રાતાપર પુત્ર અને મિત્ર એટલા જણ જો રાજાનો પ્રાણ નાશ કરવા તૈયાર થયા હોય તો ઐશ્વર્યની ઇચ્છા રાખનાર રાજાએ તેઓનો પણ નાશ કરવો જોઇએ.

૫૬ વિચાર છ કાને જાય તો ભેદ પામે છે, તેમજ તેની વાત કરીએ તોપણ ભેદ પામે છે, માટે રાજાએ એકાંતમાં એકલાએજ વિચાર કરવો.

૫૭ શત્રુને યુદ્ધ. વડે જીતવાને પ્રયત્ન કરવો, કારણકે યુદ્ધમાં જીતજ થશે એમ ખાત્રી રાખી શકાય નહિ માટે યુદ્ધને બદલે શત્રુને સામ, દામ, દંડ અને ભેદ એ સમગ્રથી અથવા એક એકથી સાધ્ય કરવા પ્રયત્ન કરવો.

૫૮ સ્વામી તરફથી માન મળવાથી લશ્કર જેવી રીતે યુદ્ધ કરે છે તેવી રીતે પણું દ્રવ્ય આપવાથી કરતું નથી માટે રાજાએ લશ્કરને હમેશાં માન આપી સંતુષ્ટ રાખવું.

૫૯ રાજાએ વિદ્વાનોને, શિલ્પવિદ્યા જાણનારને, કળાવાનને, પરાક્રમીને તથા સેવાવૃત્તિ જાણનારને હમેશાં આશ્રય આપવો જોઇએ.

૬૦ રાજાને આશીર્વાદ આપનારો તથા રાજા જે કાર્ય કહે તે વિચિક્ષણપણાથી અને આનાકાની કર્યા વગર કરનારો જલ્દી પ્રિય થાય છે.

૬૧ અંતઃપુરમાં રહેનારા માણસો સાથે જે ગુપ્ત વાત કરે તેમજ રાણીઓ સાથે જે ગુપ્ત વાત કરે તેના પર રાજાની ઇતરાજી સહજવારમાં થાય છે માટે કદી પણ તેવું આચરણ કોઇએ કરવું નહિ.

૬૨ રાજાના પ્રિય અનુચરે હમેશાં યુદ્ધકાળે રાજાની આગળ ચાલવું, નગરમાં પાછળ ચાલવું, તથા રાજમંદિરના દ્વાર પાસે કાયમ હાજર રહેવું.

૬૩ રાજા વંશપરંપરાથી ગાદીનો માલીક હોય, કુલીન હોય તથા ધનાઢ્ય હોય તોપણ જો તે ગુણજ્ઞ ન હોય તો તેના સેવકો તેને ચહાતા નથી.

૬૪ રાજા અને દેવની સમીપ જે થોડું પણ અસત્ય બોલે છે તે ગમે તેવો મોટો હોય તોપણ તેનો વિનાશ થાય છે.

૬૫ રાજાને સેવનાર માણસ અકુલીન હોય મુર્ખ હોય તથા માનરહિત હોય તોપણ તે સર્વત્ર પુજાય છે.

૬૬ રાજાનો સેવક દુષ્ટ હોય, બીકણ હોય તથા દુરાચારી હોય તો પણ લોકો તરફથી તેને જે ફળ મળે છે તેનો અંશ પણ ગુણવાનને મળતો નથી.

૬૭ વૃક્ષ ભલે ઉંચું હોય, સારૂં હોય પણ ફળહિન હોય તો પક્ષીઓ તેનો ત્યાગ કરી બીજા ફળવાળા વૃક્ષનો જેમ આશ્રય લે છે તેમ રાજા કુલીન તથા મોટો હોય પણ સેવકોને ફળ ન આપતો હોય તો તેના સેવકો તેને છોડી બીજા રાજાનો આશ્રય લેય છે.

૬૮ રસાયણનો ગુણ જેમ ધીરે ધીરે આવે છે અને પુષ્ટ થવાય છે તેમ રાજ્ય વૈભવ પણ શકિત પ્રમાણે હોય અને ધીરે ધીરે ભોગવાય તો રસાયણની માફક એય પુષ્ટી પ્રાપ્ત થાય છે.

૬૯ મંથન કરેલી અરણી જેમ અગ્ની આપે છે તેમ જમીન ગમે તેવી કઠણ હોય છતાં તે જો વિધિ પુરઃસર ખેડાય તો તે ફળ આપે છે.

૭૦ રાજા જો પ્રજાને પીડે તો ધર્મનો નાશ થાય છે, પાપ લાગે છે અને તેથી તેની કીર્તિને ડાઘ લાગે છે.

૭૧ ગોવાળીઓ જેમ ગાયનું પાલણ પોષણ કરીને ધીરેધીરે દૂધ ગ્રહણ કરે છે, તેમ ગોપાલ એટલે પ્રજાપાલક રાજાએ પ્રજા રૂપી ગાયનું વિત્ત રૂપી દુધ પ્રજાનું પાલન પોષણ કરીને ગ્રહણ કરવું અને ન્યાય વૃત્તિએ આચરવું.

૭૨ માળી જેમ નાના છોડવાને પાણી સીંચી ઉછેરે છે તેમ સુફળની ઇચ્છા રાખનારરાજાએ દાન માન રૂપી જળથી પ્રજા રૂપી વૃક્ષને ઉછેરી તેની પાસેથી વિત્ત રૂપી ફળ ગ્રહણ કરવું.

૭૩ પ્રજાના ધર્મનો છઠો ભાગ પ્રજા રક્ષણ કરનાર રાજાને મળે છે અને જે રાજા પ્રજાનું રક્ષણ નથી કરતો તેની પ્રજાના અધર્મનો છઠો ભાગ તેને મળે છે.

૭૪ પગમાં લાગેલો કાંટો જેમ બીજા કાંટાથીજ નીકળે છે તેમ શત્રુને ઉપકારથી સહાયતામાં લઇ તેનાથીજ બીજા શત્રુને મારવો.

૭૫ સંધી (દ્રવ્ય આપી શત્રુની સાથે સલાહ કરવી) વિગ્રહ (યુદ્ધ) શત્રુને જીતવાની ઇચ્છાથી પ્રયાણ કરવું) સંસ્થિતિ ઉત્તમ પ્રકારે

ને દ્વૈધિભાવ ( શતરૂઓમાં પરસ્પર કલહ કરાવવો અથવા સૈન્ય વિગેરેમાં ભાગ પડાવવા ) આ ૭ ગુણો રાજામાં અવશ્ય હોવા જોઇએ.

૭૬ રાજામાં ઉત્સાહ, પ્રભુતા અને મંત્ર શક્તિ અવશ્ય જોઇએ અને તેથી રાજાએ પોતાનો મિત્રનો તથા મિત્રના મિત્રનો ઉદય વધારવો જોઇએ.

૭૭ રાજાની સમક્ષ બગાસાં ખાવા નહિ, થુંકવું નહિ, ક્રુરપણું બતાવવું નહિ, આળસ ખાવું નહિ, તથા ભ્રકુટી ચડાવવી નહિ.

૭૮ રાજાએ દુષ્ટોની સાથે સંધી રાખવી નહિ, બંધુઓની સાથે વિગ્રહ કરવો નહિ, રાજ્ય ભક્તિ શીવાયના સેવકો રાખવા નહિ, અને કોઇને પણ દુઃખ દેવું નહિ.

૭૯ શરણે આવેલા શતરૂને, નપુંસકને, સૈન્ય વિનાના શતરૂને, અને યુદ્ધ તટસ્થ રીતે જોવા આવેલ હોય તેને કદાપી મારવા નહિ.

૮૦ રાજાએ સત્પુરૂષોનું રક્ષણ કરવું, દુષ્ટોને શિક્ષા કરવી અને આશ્રિતોનું પોષણ કરવું જોઇએ.

૮૧ સારા પ્રધાનથી રાજ્ય લક્ષ્મી, પૃથ્વી, ધર્મ અને યશ વધે છે માટે પ્રધાન સ્થાપિત કરવામાં બહુ વિચાર કરવો.

૮૨ રાજાના આશ્રયથી આપ્ત જન પર ઉપકાર કરી શકાય છે અને શતરૂનો વિનાશ કરી શકાય છે માટેજ વિદ્વાન માણસો રાજાને સેવે છે. ફક્ત પેટ ભરવા રાજાને સેવતા નથી. કારણકે પોતાનું પેટ તો પશુ પક્ષિ આદિ પણ ભરે છે.

૮૩ રાજા પોતાની પાસે રહેલા માણસોનુંજ સેવન કરે છે કારણકે રાજા, સ્ત્રી અને લતા જે પાસે હોય તેનેજ વીંટળાય છે.

૮૪ કોઇની વૃત્તિનો નાશ થતો હોય, બ્રાહ્મણનું મરણ થતું હોય, મિત્રનું કંઇ કાર્ય કરવું હોય, સ્ત્રિનું હરણ થતું હોય, ગાયનો નાશ થતો હોય, એવા પ્રસંગોએ રાજાએ સત્વર શસ્ત્ર ધારણ કરવા જોઇએ.

૮૫ રાજાએ પ્રથમ ધર્મનું ચિંતવન કરવું, પછી પ્રધાનની ગતી અને બુદ્ધિનો વિચાર કરવો, લોકોના વર્તનની નિરિક્ષા કરવી, રાગદ્વેષને શાંત રાખવા, હલકા માણસોને રાજ્યમાંથી દુર કરવા, અને પોતાના શરીરનું પ્રયત્નથી રક્ષણ કરવું.

૮૬ હું કોણ છું, દેશકાળ કેવો છે, સમવિષમ ગુણવાળા શત્રુઓ કયા કયા છે. સહાય કરનારા મિત્રો કેટલા છે પોતાની શક્તિ કેટલી છે શત્રુને જીતવાના ઉપાય શું છે. પોતાની દૈવ સંપત્તિ કેવી છે, આ વિચારો હમેશા રાજાએ ધ્યાનમાં રાખવા જોઇએ.

૮૭ રાજસભા વેદરૂપ શાખાઓ વડે, સુશોભિત શાસ્ત્રોરૂપ પુષ્પો વડે, તથા વિદ્વદજન રૂપ ભમરો વડે શોભાયમાન હોય તે કલ્પતરૂ બરાબર ગણાય છે.

૮૮ રાજ સભામાં વિદ્વાન, કવિ, ભાટ, ગવૈયા, હાસ્ય કરાવનારા તથા ઇતિહાસ પુરાણોને જાણનારા એવી રીતે સાત અંગો અવશ્ય હોવા જોઇએ.

૮૯ રાજાને યશરૂપી અદ્દભુત વસ્ત્ર છે તેજ ઝભો છે અને વિજય આપનારૂં પુણ્ય કર્મ તેજ બખતર છે.

૯૦ રાજ્ય પ્રાપ્ત થતાં જે મોટાઈ આવે છે તે સઘળી પ્રવૃતિઓના ઉત્સાહને નષ્ટ કરી નાંખે છે, અને એ મોટાઈ જાળવવાની ખટપટ બહુધા દુઃખ આપે છે.

૯૧ રાજ્યની નોકરી તરવારની ધાર બરાબર છે, સિંહણના ગાત્રોનું આ-લીંગન કરવા બરાબર છે તથા સર્પિણીના મુખનું ચુંબન કરવા બ-રાબર છે કારણકે ઉંચી નોકરી કરતાં પ્રથમ રાજાની બિહક હૃદયમાં હોય છે અને રાજા સમીપ રહેનારની બીક તેથી અધિક હોય છે.

૯૨ રાજ્યની નોકરી કરનારની સંપતિ પરાધીન રહે છે, ચિત્ત સર્વદા અ-શાંત રહે છે, અને પોતાના જીવનનો ભરૂસો પણ થોડો રહે છે.

૯૩ જે રાજાઓના કીર્તિ રૂપી દેહ કવિઓના વાક્ય રૂપી અમૃત તિર્થમાં સ્નાન કરવાથી પવિત્ર થએલા છે તેઓ મૃત્યુ પામ્યા છતાં પણ જીવતા છે માટે રાજાઓએ સુકવિને આશ્રય આપવો કારણ કે તેથી તેની કીર્તિ અમર છે.

૯૪ લંકાના પતિ રાવણનો યશ સંકોચ પમાડયો અને રામચંદ્રજીને કીર્તિનું પાત્ર બનાવ્યા એ સર્વ આદિ કવિ વાલ્મિકનો પ્રભાવ છે માટે રાજાએ કવિને કોપાવવા નહિ.

૯૫ આ પૃથ્વી પર અસંખ્ય રાજાઓ થઇ ગયા પણ તેઓના નામ, પણ કોઇ જાણતું નથી પણ જેની પાસે સારા કવિશ્વરો હતા તેઓના નામ અમર રહ્યા છે.



# સામાન્ય નીતિ



૯૬ હમેશાં સત્પુરૂષોની સાથે રહેવું, સત્પુરૂષોનો સંગ કરવો, તથા સત્પુરૂષોની સાથે વાદ વિવાદ અને મિત્રતા કરવી, નબળા પુરૂષોની સાથે સંગ, વાદવિવાદ અને મિત્રતા કદિ પણ કરવી નહિ.

૯૭ કોઈપણ સારૂં કાર્ય આરંભ્યા પહેલાં પુખ્તપણે વિચાર કરવો, કારણ કે તેમ કરવાથી તે કાર્યની સિધ્ધિ થાય છે.

૯૮ આળસુ માણસને, શઠને, લોભિષ્ટને, લોક વિવાદનો ભય રાખનારને, અને દિર્ઘસુત્રિને ધન પ્રાપ્તિ થતી નથી.

૯૯ વિપત્તી નિવારવાને આગળથીજ ઉપાય શોધી રાખવા, કેમકે આગ લાગે તે વખતે કુવો ખોદવાથી અગ્નિ શાંત કરી શકાતો નથી તેમ વિપતી વખતે ઉપાય શોધવાથી વિપતી નિવારણ થઇ શકતી નથી.

૧૦૦ સ્વરૂપથી સ્ત્રિનો નાશ થાય છે, રાજસેવાથી બ્રાહ્મણના બ્રહ્મત્વનો નાશ થાય છે, અને લોભની ઇચ્છાથી લક્ષ્મિનો નાશ થાય છે.

૧૦૧ અતિ દાન કરવાથી બળી રાજા બંધાયો; અતિ અભિમાનથી દુર્યોધનનો નાશ થયો, તથા અતિ ગર્વથી રાવણનો નાશ થયો, માટે સર્વદા અતિશયનો ત્યાગ કરવો કહેવત છે કે. **अति सर्वत्र वर्जयेत्**

૧૦૨ પૈસા હોયતો વેપાર કરવો, થોડી લક્ષ્મિ હોયતો ખેતી કરવી, લક્ષ્મિ ન હોય તો નોકરી કરવી, પણ ભિક્ષા કદિ પણ માગવી નહિ.

૧૦૩ બુદ્ધિમાન મનુષ્યો પોતાનો વખત વહેવારિક અને ધાર્મિક શાસ્ત્રોના વિનોદમાં ગાળે છે અને મુર્ખ મનુષ્યો નિદ્રા, વ્યસન અને મિથ્યા વાદ વિવાદમાં ગાળે છે.

૧૦૪ દ્રવ્યનો નાશ થયો હોય, મનમાં ગમે એવું દુઃખ હોય, ઘરના માણસોના આચરણ હલકા હોય, પોતે છેતરાયા હોય, અથવા અપમાન થયું હોય તોપણ સુજ્ઞ પુરૂષે તે અન્ય પાસે ખુલ્લાં કરવાં નહિ.

૧૦૫ પેદાશ વિનાના દેશનો ત્યાગ કરવો, ઉપદ્રવ થાય તેવી વૃત્તિનો ત્યાગ કરવો, કપટિ મિત્રનો ત્યાગ કરવો; શઠ સેવકનો ત્યાગ કરવો, તથા જેને માટે શોક દુઃખ અને ત્રાસ થતો હોય તેનો પણ ત્યાગ કરવો.

૧૦૬ કુળના રક્ષણને માટે એકાદ પુરૂષનો ત્યાગ કરવો પડે તો તે કરવો, ગામને માટે કુળનો ત્યાગ કરવો, દેશને માટે ગામનો ત્યાગ કરવો અને

પોતાના રક્ષણ માટે સર્વે વસ્તુનો ત્યાગ કરવા જરૂર પડે તો સર્વેનો ત્યાગ કરવો.

૧૦૭ ધનવાન, વિદ્વાન. રાજા, નદી અને વૈદ્ય એ પાંચ સાહિત્યો ન હોય ત્યાં જે સ્થળમાં વસવું નહિ.

૧૦૮ આત્મઘાત કરવો નહિ, ચોરી કરવી નહિ, અને પરસ્ત્રિગમન કરવું નહિ કારણકે એથી કાયિક પાપ લાગે છે.

૧૦૯ મનુષ્ય માત્રને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર કર્તવ્યો આવશ્યક છે. દરેકના ઉપર ઉપકાર કરવો એજ શ્રેષ્ટ ધર્મ છે. સારાં કર્મ કરવાં એજ શ્રેષ્ટ અર્થ છે, સુપાત્રને દાન આપવું એજ શ્રેષ્ટ કામ છે અને સંતોષવૃતિ રાખવી એજ મોક્ષ છે.

૧૧૦ કોઈપણ વર્ણની પરસ્ત્રી સાથે ગમન કરવું નહિ, કારણકે તેના જેવી આયુષ્ય ઘટાડનારી બીજી એકે વસ્તુ નથી.

૧૧૧ માતા, બેન અને પુત્રિ એમની સાથે એક પથારી પર કદાપિ શયન કરવું નહિ, કોઈપણ ઘર તથા એકાંતમાં સ્ત્રિની સાથે વસવું નહિ કારણકે ઈંદ્રીઓનો વેગ બળવત્તર છે.

૧૧૨ બ્રહ્મહત્યા, મદિરાપાન, ચોરી, ગુરૂસ્ત્રીગમન, પરદ્રોહ તથા પરનિંદા કદિ પણ કરવાં નહિ, અને તેવાં કૃત્ય કરનારનો સંસર્ગ પણ કરવો નહિ કારણકે તેથી સંસર્ગ દોષ લાગે છે.

૧૧૩ સ્ત્રિ, બાળક, સ્વામિ, અને મિત્રનો નાશ કરવો નહિ. ગૌહત્યા કરવી નહિ, વિશ્વાસઘાત કરવો નહિ, તથા મદિરા પાન કરવું નહિ.

૧૧૪ ખોટી શાક્ષી પુરવી નહિ, ખોટુ બોલવું નહિ, કોઈને ખોટી શિખામણ આપવી નહિ તથા દેવ અને ધર્મશાસ્ત્રોની નિંદા કરવી નહિ.

૧૧૫ દરેક પ્રાણી માત્રને વિષે દયા રાખવી, મિત્રતા રાખવી, દાન કરવું, અને મધુર વાણી ઉચ્ચારવી; કારણકે આ જગતમાં તેના જેવું બીજું વશીકરણ એકે નથી.

૧૧૬ રૂણ એટલે કરજનો શેષ (બાકી) અગ્નિનો શેષ તથા શત્રુનો શેષ રાખવો નહિ કારણ કે રૂણનો શેષ રાખવાથી વ્યાજ વધે છે, અગ્નિના શેષથી બળવાની ધાસ્તી રહે છે અને શત્રુનો શેષ હોય તો તેના તરફથી દુઃખ આવવાની ધાસ્તી રહે છે માટે એ ત્રણે વસ્તુને નિર્મુળ કરવી.

૧૧૭ કઠોર ભાષણ રૂપી વિષથી ભીંજેલા ભયંકર વાક બાણ ફેંકવા નહિ કારણકે કઠોર ભાષણના રોષથી કૌરવ કુળનો ભીમસેનના હાથે નાશ થયો હતો.

૧૧૮ પોતાનો સ્વામી ખુશી થાય છતાં જો પારકાને દુઃખ થતું હોય તો તેવી ચાડી કરવી નહિ કારણકે રાહુની ચાડી કરવાથીજ રાહુ સુર્ય ચંદ્રને ગ્રહણ વખતે પીડા આપે છે.

૧૧૯ ઈંદ્રિઓ તીવ્ર તપશ્ચર્યામાં લીન થઈ હોય તો પણ ચળિત થતાં વાર લાગતી નથી કેમકે વિશ્વામિત્ર તીવ્ર તપસ્વી હતા તોપણ મેનકાના ગળામાં કામાતુરપણાથી વિવ્હલ થઇ તેણે હાથ નાંખ્યો હતો.

૧૨૦ તો, પાણી, અગ્નિ નખવાળા વ્યાઘ્રાદિ પશુઓ, શિંગડાંવાળા પશુઓ જેના હાથમાં શસ્ત્ર હોય તેઓ તથા સ્ત્રિનો વિશ્વાસ કદાપિ કરવો નહિ.

૧૨૧ સારા વચનોથી દરેક માણસ પ્રસન્ન થાય છે માટે હમેશાં પ્રિય લાગે તેવું બોલવું કહેવત છે "**કે વચન કિં દરિદ્રતા**" વચનમાં દરિદ્રતા શામાટે કરવી.

૧૨૨ નબળો વખત હોય ત્યારે શત્રુને પણ સન્માન આપવું અને સારો વખત આવે ત્યારેકાંકરો જેમ ઘડાને ફોડે છે તેમ દાવ વાળવો.

૧૨૩ મુર્ખ શિષ્યને ઉપદેશ કરવાથી, દુષ્ટ સ્ત્રિનું પોષણ કરવાથી અને શત્રુઓની સાથે સબંધ રાખવાથી દુઃખ ઉત્પન્ન થાય છે.

૧૨૪ વિષમાંથી અમૃત મળતું હોય તો તે ગ્રહણ કરવું, અશુદ્ધ વસ્તુથી સુવર્ણ મળે તોપણ ગ્રહણ કરવું, નીચ પુરૂષથી પણ ઉત્તમ વિદ્યા મળતી હોય તો તે ગ્રહણવી અને નબળા કુળમાંથી પણ જો સ્ત્રીરત્ન મળતું હોય તો તે ગ્રહણ કરવું.

૧૨૫ લોભી માણસ પૈસાથી વશ થાય છે, ક્રોધી નમી જવાથી વશ થાય છે, મુર્ખ હાજીહા કરવાથી વશ થાય છે અને પંડીત તત્વાર્થ બતાવવાથી વશ થાય છે.

૧૨૬ ધીરે ધીરે ચાલવાથી રસ્તો કપાય છે, ધીરે ધીરે વણવાથી કામળી વણાય છે, ધીરે ધીરે ચઢવાથી પર્વતની ટોંચ પર ચઢી શકાય છે, થોડે થોડે ભણવાથી વિદ્યા પ્રાપ્ત થાય છે અને થોડું થોડું સંગ્રહ કરવાથી દ્રવ્ય વધે છે. એવી પાંચ વસ્તુ ઉતાવળે બની શકતી નથી.

૧૨૭ બ્રાહ્મણ વિદ્યા વડે શોભે છે, ક્ષત્રિ વિજય મેળવવાથી શોભે છે, લક્ષ્મી યથાયોગ્યદાન કરવાથી શોભે છે અને કુળવધુ લજ્જાથી શોભે છે.

૧૨૮ કલેશ, ખજવાળ, મદિરા પરસ્ત્રિ, આહાર, મૈથુન અને નિદ્રા એ વસ્તુઓ સેવન કરવાથી હમેશાં વૃદ્ધિ પામે છે માટે તે સંબંધી નિયમમાં રહેવું જોઇએ.

૧૨૯ બ્રાહ્મણ, અગ્નિ, યમ, રાજા, સમુદ્ર, પેટ અને ઘર એ સાત વસ્તુઓ અનેક પ્રકારે પુર્ણ કરી હોય તો પણ તેની તૃપ્તી થાતી નથી. મતલબકે તેને ગમે તેટલું આપીએ તો પણ ખાલી ને ખાલીજ રહે છે.

૧૩૦ સંપત્તિ, સરસ્વતિ, સત્યતા, સત્પુરૂષોની કૃપા, સત્તા અને સારાં કાર્યનો સંચય એ સાત વસ્તુઓ ભાગ્યશાળીને પ્રાપ્ત થાય છે

૧૩૧ વાદળની છાયા, દુષ્ટની પ્રીતિ, નવું ધાન્ય, યુવાવસ્થા અને દ્રવ્ય એટલી વસ્તુઓનો ઉપભોગ થોડા સમયજ થઇ શકે છે.

૧૩૨ મુખમાં પિંડ મુકવાથી અર્થાત ખાવાનું આપવાથી દરેક પ્રાણી વશ થાય છે. કારણકે મૃદંગ જેવી જડ વસ્તુ પણ તેના પર લોટનો લેપ કરવાથી મધુર આપે કરે છે.

૧૩૩ શુર પુરૂષ, વિદ્વાન અને સ્વરૂપવાન સ્ત્રિ જ્યાં જ્યાં જાય છે ત્યાં તેને આદર સત્કાર મળે છે.

૧૩૪ સંપુર્ણ સદાચારણી સ્ત્રિ, પુષ્પના ભારવાળી લતા અને અર્થથી ભરેલી વાણી અત્યંત શોભા આપે છે.

૧૩૫ જમાઈ, જઠર, જાયા, જાતવેદ (અગ્નિ) અને જળાશય એ પાંચ વસ્તુ દુર્ભર એટલે ભરાતાંજ નથી.

૧૩૬ જનની (માતા), જન્મભુમી, જાન્હવી (ગંગા) જનાર્દન (ભગવાન) અને જનક (પિતા) એ પાંચનું સુખ દુર્લભ છે.

૧૩૭ કોઈ વખત ક્રોધી અને કોઇ વખત સંતોષિ એવા ક્ષણે ક્ષણે રૂષ્ટ તુષ્ટ થનારા જે અવ્યવસ્થીત ચિતવાળા હોય તેની મૈત્રી કે કૃપા પણ ભયંકર છે.

૧૩૮ આળસથી વિદ્યાનો નાશ થાય છે, પરાઇ તાબેદારીથી સ્ત્રિના સતિત્વનો નાશ થાય છે, થોડા બીજવાળું ખેતર નાશ પામે છે, અને નાયક વિનાનું સૈન્ય નાશ પામે છે.

૧૩૯ આયુષ્ય, દ્રવ્ય, ઘરનું છિદ્ર, મંત્ર, મૈથુન, ઔષધ, દાન, માન, અને અપમાન એ નવ વસ્તુ ગુપ્ત રાખવી.

૧૪૦ અતિથિ, બાળક, પતિ, માતા અને પિતા એ પાંચનું ગ્રહસ્થે અવશ્ય પોષણ કરવું જોઈએ.

૧૪૧ અન્નદાન કરતાં વિદ્યાદાન અતિ શ્રેષ્ટ છે, કારણકે અન્નથી ક્ષણિક તૃપ્તિ થાય છે પરંતુ વિદ્યાથી તો જીંદગી પર્યંત સુખ મળે છે.

૧૪૨ અપમાનથી અથવા અવિવેકથી તુટેલું મન, અને ભાંગી ગએલું મોતી ફરી સાંધી શકાતું નથી.

૧૪૩ વિષ અને વિષયમાં ઘણોજ અંતર છે. વિષ ખાવાથી મરણ થાય છે, પણ વિષયતો સ્મરણ માત્રથી નાશ કરે છે, એટલે વિષના કરતાં વિષય વધારે અનિષ્ટ ફળ આપે છે માટે વિષયનો સર્વદા ત્યાગ કરવો.

૧૪૪ નમ્રતા, શૌર્ય, ઉદ્યોગ, પાંડિત્ય અને ઘણા મિત્રો એ પાંચ વસ્તુ ચોરથી ચોરી શકાતી નથી, મતલબ તે અક્ષય ભંડાર તુલ્ય છે.

૧૪૫ પારકી સ્ત્રિને માતા સમાન ગણવી, પારકા દ્રવ્યને પથ્થર સમાન ગણવું, અને સર્વ પ્રાણીઓ તરફ પોતાના આત્માની માફક વરતવું. તેમ કરવાથી સર્વદા સુખી થવાય છે.

૧૪૬ યુવાવસ્થા, ધન સંપતિ, પ્રભુતા, અને અવિવેક એ ચાર અનર્થના મુળ છે માટે તેવા સંજોગોમાં વિચારી વર્તન કરવું.

૧૪૭ ગાયન, સુગંધી, તાંબુલ, સરસ્વતિ, કથા, વ્હાલી સ્ત્રિ, અને પ્રિયમિત્ર એ સાત વસ્તુ પ્રિયકર છે એટલે તેના પર અભાવ થતો નથી.

૧૪૮ અસાધ્ય માણસમાં પાંડિત્ય, પૈસાથી મેળવેલું મૈથુન અને પરાધિન ભોજન એ ત્રણે દુઃખ રૂપ છે, તેમજ પગે ચાલ્યાને મુસાફરી, તથા અવિવેકી સ્વામિની સેવા પણ દુઃખ રૂપ છે.

૧૪૯ ધન ધાન્ય મેળવવામાં, વિદ્યા સંગ્રહ કરવામાં, તથા અહાર અને વ્યવહારમાં લજાનો ત્યાગ કરવો.

૧૫૦ સ્વચ્છ એટલે પવિત્ર કર્મથી એક મુહુર્ત જીવવું એ શ્રેષ્ટ છે પણ આ લોક અને પરલોક જેનાથી બગડે તેવા કાળાં કર્મ કરી કલ્પ પર્યંત જીવવું એ પણ કનિષ્ટ છે.

૧૫૧ દેવતા, સત્પુરૂષો, અને પિતા એ સ્વભાવથીજ પ્રસન્ન થાય છે, જ્ઞાતિ જનો અન્નપાનથી પ્રસન્ન થાય છે, અને પંડિતો વિનય વાણીથી પ્રસન્ન થાય છે.

૧૫૨ જન્માંધ, કામાંધ, સ્વાર્થી અને મદોન્મત એટલાંને સરખાં જાણવા કારણ કે તેઓ સર્વત્ર અંધકાર જુએ છે.

૧૫૩ પિતા જો પુત્ર માથે કરજ કરતો હોય તો તે પિતા શત્રુ સમાન જાણવો, માતા વ્યભિચારીણી હોય તો તે પણ શત્રુ સમાન છે. સ્ત્રી સ્વરૂપવાન હોય પણ તે સદગુણી ન હોય તે શત્રુ સમાન છે અને પુત્ર મુર્ખ હોય તો તે પણ શત્રુ સમાન છે.

૧૫૪ આ જગતમાં કામ જેવો બીજો કોઇ વ્યાધિ નથી, મોહ સમાન બીજો શત્રુ નથી, ક્રોધના જેવો બીજો અગ્નિ નથી અને જ્ઞાન સમાન બીજું સુખ નથી.

૧૫૫ વિદ્યા પ્રવાસમાં એટલે દેશાટનમાં મિત્રસમાન સાહાકારી થાય છે, સદ્‌ગુણી સ્ત્રિ ગૃહરાજ્યમાં મિત્ર સમાન છે, વ્યાધિ સમયે ઔષધ મિત્રરૂપ છે અને મરણ સમયે ફકત ધર્મજ મિત્ર સમાન છે.

૧૫૬ સુભાષિતના રસનો સ્વાદ, પ્રૈઢા સ્ત્રિનો સમાગમ અને વિવેકી રાજાની સેવા દુઃખનો નાશ કરનારા છે.

૧૫૭ પુત્રને પાંચ વરસ સુધી લાડ લડાવવા, દશ વર્ષ સુધી તાડન કરવું અને પુત્ર સોળ વર્ષની ઉમરનો થાય ત્યારે તેને મિત્ર બરાબર ગણવો.

૧૫૮ પોતે મેળવેલા દ્રવ્યનો ઉપયોગ કરવો એ ઉત્તમ છે, પિતાએ મેળવેલા દ્રવ્યનો ઉપયોગ મધ્યમ છે, બધુએ મેળવેલા દ્રવ્યનો ઉપયોગ કનિષ્ટ છે અને સ્ત્રીએ મેળવેલા દ્રવ્યનો ઉપયોગ અધમાધમ છે. મતલબ કે સ્વપરાક્રમથી દ્રવ્ય મેળવી ઉપયોગ કરવો એજ ઉત્તમ છે.

૧૫૯ રાજાની સ્ત્રિ, ગુરૂની સ્ત્રિ, ભાઇની સ્ત્રિ, સ્ત્રિની માતા એટલે સાસુ અને પોતાની માતા એ પાંચને માતા સમાન ગણવી.

૧૬૦ શેરડી, તલ, શુદ્ર લોકો, સુવર્ણ, પૃથ્વી, દહીં, ચંદન અને તાંબુલ એટલી વસ્તુને જેમ વધારે મર્દન કરીએ તેમ તેમાં ગુણ વધે છે.

૧૬૧ પોતાની સ્ત્રિ, ભોજન અને દ્રવ્ય એ ત્રણ વસ્તુમાં સંતોષ રાખવો તથા દાન, તપશ્ચર્યા અને વિદ્યાભ્યાસ એ ત્રણ વસ્તુમાં અસંતોષ રાખવો.

૧૬૨ મનમાં જે કર્મ કરવાનું ધાર્યું હોય તે મોઢે કદી બોલી દેખાડવું નહિ, કારણ કે બીજાને જણાવેલા કાર્યની સિદ્ધિ થતી નથી; અને કદાચ થાય તો બહુ વિલંબ લાગે છે;

૧૬૩ કોયલને જેમ તેનો સ્વર રૂપ સમાન છે, તેમ સ્ત્રિને પતિવ્રત પણું એ તેનું રૂપ છે. પુરૂષ અષ્ટાવક્ર હોય તોપણ જો તે વિદ્વાન હોયતો તેની વિદ્યા એ તેનું રૂપ છે, તેમજ તપસ્વી પુરૂષનું રૂપ ક્ષમા છે.

૧૬૪ વિદ્યા વિનાનું જીવન શુન્ય છે ભાઇઓ વિનાની દિશા શુન્ય છે, પુત્ર વિનાનું ઘર શુન્ય છે. અને દરિદ્રતા હોયતો સર્વ શુન્ય દેખાય છે.

૧૬૫ પુત્રોત્પતિ માટે સ્ત્રિની જરૂર છે, પીંડથી પિતરને તૃપ્ત કરવા માટે પુત્રની જરૂર છે, મનની વાત કરવાને માટે મિત્રની જરૂરછે અને વહેવારીક દરેક કાર્ય માટે ધનની જરૂર છે.

૧૬૬ કળાવાનોની સાથે સંગતી રાખવી, પંડીતો સાથે મિત્રતા કરવી અને જ્ઞાતિ જનો સાથે મેળાપ રાખવો, કારણકે તે પ્રમાણે વર્તવાથી દુઃખ થાતું નથી.

૧૬૭ પરાધિન વૃતિથી જીવવું દુઃખ રૂપ છે, આશ્રય વિનાનું સ્થાન કષ્ટ રૂપ છે, અને ધન વિનાનો વ્યવસાય એટલે વહેવાર દુઃખ રૂપ લાગે છે.

૧૬૮ ચોરી કરનારમાં ધર્મ હોતો નથી, દુર્જનમાં ક્ષમા હોતી નથી, વેસ્યા સ્ત્રીઓમાં સ્નેહ હોતો. નથી અને કામી માણસમાં સત્યતા હોતી નથી સેવકને માન હોતું નથી, ક્રોધી માણસને સુખ હોતું નથી અને ખળ પુરૂષોનો કોઇ મિત્ર હોતું નથી.

૧૬૯ જે માણસ લોભ વૃતિથી પોતાના નિશ્ચિત કાર્યને છોડી અનિશ્ચિત કાર્યને ગ્રહણ કરવા જાય છે તે મુર્ખ ગણાય છે, કારણકે તેના નિશ્ચિત કાર્યનો નાશ થાય છે અને અનિશ્ચિત તો નાશ પામેલુંજ છે.

૧૭૦ પ્રાતઃકાળના સુર્ય, વૃદ્ધ સ્ત્રી સેવન, તરતનું મેળેલું દહિ, પ્રાતઃકાળનું મૈથુન અને અતિ નિંદ્રા એ પાંચ વસ્તુ પ્રાણનો નાશ કરવાવાળી છે.

૧૭૧ નવું અન્ન, દુધનું ભોજન, ઘી, ગરમ પાણી અને યુવાન સ્ત્રિ એ પાંચ વસ્તુ પ્રાણને પુષ્ટિ આપનાર છે.

૧૭૨ જે માણસને પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય તેણે અતી નિંદ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આળસ અને દીર્ઘસુત્રીપણાનો ત્યાગ કરવો.

૧૭૩ અસ્તોદયના નિયમ મુજબ આ જગતમાં સુખ અને દુઃખ અનાયાસે સમય અનુસાર મળી આવે છે તે સહન કરવા, તે કાંઇ કાયમ રહેનાં નથી.

૧૭૪ માણસ માથે જ્યાંસુધી ભય આવ્યો નહોય ત્યાંસુધી ભયથી ડરીને ચાલવું પણ ભય માથે આવ્યો હોય તો અભય થઇ આવેલ ભયનો નાશ કરવા પ્રયત્ન કરવો.

૧૭૫ જે માણસ ભય વખતે અથવા હર્ષ વખતે વિચાર કરીને ચાલે છે તથા પ્રત્યેક કરવાના કામમાં ઉતાવળ કરતો નથી તેને સંતાપ થતો નથી.

૧૭૬ મિત્રનો દ્રોહ કરનાર, કૃતાઘ્ન અને વિશ્વાસનો ભંગ કરનાર જે હોય તે ચંદ્ર સુર્ય તપે ત્યાં સુધી નરકમાં રહે છે.

૧૭૭ પોતાને જન્મ આપનાર પિતા, યજ્ઞોપવિત આપનાર, વિદ્યા ભણાવનાર, અન્નદાતા અને ભયથી રક્ષણ કરનાર એ પાંચે પિતા સમાન ગણવા.

૧૭૮ આયુષ્ય, કર્મ, વિદ્યા, દ્રવ્ય અને દરિદ્રતા એ પાંચ વસ્તુ પ્રારબ્ધાધિન મળે છે.

૧૭૯ ક્ષમાના જેવું બીજું મોટું તપ નથી, સંતોષના જેવું બીજું સુખ નથી, તૃષ્ણા જેવો બીજો વ્યાધિ નથી, અને દયા જેવો બીજો ધર્મ નથી.

૧૮૦ નીચ માણસની સાથે ક્ષણ માત્ર પણ સહવાસ રાખવો નહિ, કારણ કે દારૂની દુકાનમાં જઈ દુધ પીવાથી પણ લોકો તેને મદિરા જાણે છે માટે અધમ માણસને દુરથીજ નમસ્કાર કરવા.

૧૮૧ મોટી નદીમાં ઉતરવું નહિ, મોટા પુરૂષ સાથે લડાઈ કરવી નહિ, ઘણા માણસો સાથે વિરોધ કરવો નહિ, વિષમ વૃક્ષપર ચડવું નહિ, જુની હોડીમાં બેસી જળમાં મુસાફરી કરવી નહિ, અને આપત્તિથી કંટાળીને આપઘાત કરવો નહિ.

૧૮૨ ચંદનનું વૃક્ષ જેમ જુનું થાય તેમ તેમાં સુગંધ વધે છે તેમ પુરૂષનું વય જેમ પાકું થાય તેમ તેની બુધ્ધી અનુભવથી વધે છે

૧૮૩ રાજા, ધનવાન, બાળક, વૃધ્ધ, તપશ્ચર્યા કરનાર વિદ્વાન સ્ત્રિ, મુર્ખ, અને ગુરૂની સાથે વાદ વિવાદ કરવો નહિ કારણ કે તેમ કર્યાથી ઘણું ભયંકર પરિણામ આવે છે.

૧૮૪ પાપ નહિ કરનારને ભય રહેતો નથી, સારા મિત્ર વાળા પુરૂષને અપયશનો ભય રહેતો નથી, પ્રમાદિ માણસને વિદ્યા આવડતી નથી, કામી પુરૂષને લાજ હોતી નથી, આળસુને લક્ષ્મિ મળતી નથી, ક્રુર માણસને તેની સ્ત્રિ પણ ચહાતી નથી, અને દુર્જનને આખું જગત ચહાતું નથી.

૧૮૫ ભમરો જ્યાં સુગંધ હોય ત્યાંજ જાય છે તેમ લક્ષ્મિ પણ જ્યાં નીતિ અને સદગુણ હોય ત્યાંજ જાય છે માટે નીતિ અને સદગુણ રૂપી સમૃદ્ધિનો કદિ પણ ત્યાગ કરવો નહિ.

૧૮૬ આળસ, સ્ત્રિપરની વિશેષ આશક્તિ, રોગ, સ્વદેશમાં રહેવાનો લોભ હદ ઉપરાંતનો સંતોષ, અને બ્હીકણપણું એ છ મોટાઇનો નાશ કરે છે.

૧૮૭ પરાયાનું ખરાબ કદી ઇચ્છવું નહિ કેમકે તેમ કરવાથી પોતાનું ખરાબ થાય છે. દાખલા તરીકે પુતના નામની રાક્ષસી કપટથી શ્રી કૃષ્ણ પરમાત્માનો વધ કરવા આવેલી ત્યારે તેનોજ નાશ થયો હતો.

૧૮૮ સ્વાનુકુળ ધંધો, નિરોગી શરીર, હિતકારી સ્ત્રિ સ્વાધિન પુત્ર, પૈસો પેદા કરવા જેવી વિદ્યા, ભય વિનાનું સ્થાન, અને સજ્જન સાથે સંબંધ એટલી વસ્તુ આ જગતમાં સુખકર છે.

૧૮૯ સ્ત્રિ વિયોગ, પોતાના જનનો અપવાદ, કરજ, કૃપણ મનુષ્યની સેવા તથા દરિદ્રાવસ્થામાં પ્રિયદર્શન એ પાંચ વસ્તુથી માણસ વગર અગ્નિએ બળે છે.

૧૯૦ સુખની ઇચ્છા માટે, યશ પ્રાપ્ત કરવા માટે તથા મનુષ્યની ગણનામાં શ્રેષ્ટ થવા માટે અતિ ઉત્સાહી રહેવું. કારણકે નિરૂત્સાહી થવાથી તે કાર્યો સિદ્ધ થતા નથી.

૧૯૧ સર્પના મસ્તક પર રહેલા રત્નની, કૃપણના દ્રવ્યની, સતિ સ્ત્રિના સ્તન પર હાથ નાખવાની, સિંહની કેશવાળી પકડવાની, અને માની માણસના શરણમાં આવેલ માણસનું બુરૂં કરવાની કદી ઇચ્છા રાખવી નહિ કારણકે તેટલી વસ્તુ પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરનાર મૃત્યુને શરણજ થાય છે.

૧૯૨ દેશાટન કરવું, પંડીતો સાથે મિત્રતા કરવી, વારાંગનાને ઘેર જવું, રાજ સભામાં પ્રવેશ કરવો અને અનેક શાસ્ત્રોનું અવલોકન કરવું એ પાંચ વસ્તુઓથી ડહાપણ પ્રાપ્ત થાય છે.

૧૯૩ પોતાના કુળના મુખ્ય એટલે પ્રધાન પુરૂષનુ અવશ્ય રક્ષણ કરવું જોઇએ કારણકે તેના નાશથી આખા કુટુંબનો વિનાશ થાય છે.

૧૯૪ બાળકની સાથે સ્નેહ રાખવો નહિ, કારણ વિના હાસ્ય કરવું નહિ, સ્ત્રિ સાથે વિવાદ કરવો નહિ, અસજ્જન માણસની સેવા કરવી નહિ, ગધેડા પર સ્વારી કરવી નહિ અને ખરાબ વાણી બોલવી નહિ કારણકે તેટલાં કાર્યો તુચ્છતાં પ્રાપ્ત કરાવે છે.

૧૯૫ સોનાની પરિક્ષા જેમ કસોટી પર ઘસવાથી, તેને કાપવાથી, અગ્નિમાં તપાવવાથી તથા તેનાપર પ્રહાર કરવાથી થાય છે. તેમ પુરૂષની પરિક્ષા પણ શાસ્ત્ર, સારા આચરણ, કુળ અને સારાં કર્મથી થાય છે.

૧૯૬ યશ મેળવવા માટે, મિત્રનો સંગ્રહ કરવા માટે, વ્હાલી પત્નિને સંતોષ આપવા માટે, બંધુવર્ગને સુખી કરવા માટે, વિવાહાદી કાર્ય પ્રસંગ માટે, દુઃખનું નિવરણ કરવા માટે તથા શત્રુનો નાશ કરવા માટે પૈસા ઉદારતાથી ખરચવા તેવા પ્રસંગે જરાપણ લોભ રાખવો નહિ.

૧૯૭ આશાથી ધૈર્યનો નાશ થાય છે, ઇર્ષ્યાથી ધર્મનો નાશ થાય છે, કામથી લજ્જાનો નાશ થાય છે, અસત્પુરૂષોની સેવાથી સદાચરણનો નાશ થાય છે, ક્રોધથી લક્ષ્મિનો નાશ થાય છે અને અભિમાનથી સર્વસ્વનો નાશ થાય છે.

૧૯૮ પરસ્ત્રિના સંગની આશા કદી પણ કરવી નહિ કારણ કે તેથી મરણ શરણ થવું પડે છે. દાખલા તરીકે રાવણને શંકર પરમાત્માનું વરદાન

હતું અને દેવતાઓ તેને આધીન હતા તોપણ સતિ સીતાજી પર આશક્ત થવાથી તેના દશે મસ્તક રણમાં રોળાયા હતા.

૧૯૯ શત્રુને હથીઆરથી મારવા કરતાં બુદ્ધિથી મારવો તે વધારે ઉત્તમ છે કારણકે હથીઆરથી શત્રુના શરીરનોજ ફક્ત નાશ થાય છે પણ બુદ્ધિથી તો શત્રુના કુળ, યશ અને વૈભવનો નાશ થાય છે.

૨૦૦ ખોટું બોલવું તેના કરતાં મુંગા બેસી રહેવું વધારે ઉત્તમ છે. પારકી સ્ત્રિની ઇચ્છા કરવા કરતા નપુંસકપણું વધારે સારૂં છે, ચુગલી ખોરના શબ્દોપર વિશ્વાસ રાખવા કરતાં મરણ શરણ થવું સારૂં છે તથા પારકા ધનના સ્વાદનો અનુભવ કરવા કરતાં ભિક્ષા માગી નિર્વાહ ચલાવવો સારો છે.

૨૦૧ કપટ રહિત સ્વચ્છ અંતઃકરણ વડે મિત્રને વશ કરવો, નીતિ તથા બુદ્ધિના બળથી શત્રુને વશ કરવો, લોભીને દ્રવ્ય આપી વશ કરવો, સ્વામિને કાર્યથી વશ કરવો, બ્રાહ્મણને આદર સત્કારથી, સ્ત્રિને પ્રેમથી ગુરૂને સ્તુતિથી, મુર્ખને નમસ્કારથી. ડાહયા માણસને વાર્તા વિનોદથી, રસિક માણસને રસથી અને સર્વને સારા સ્વભાવથી વશ કરવા.

૨૦૨ સ્ત્રિ તરૂણાવસ્થામાં શોભે છે, રાત્રી ચંદ્રના પ્રકાશથી શોભે છે, તળાવ કુમુદથી તથા વન સુગંધીત પુષ્પથી શોભે છે, હાથી મદથી શોભે છે, ગૃહસ્થાશ્રમ સદગુણી સ્ત્રિથી શોભે છે, અને વૃદ્ધાવસ્થા સન્યાસથી શોભે છે.

૨૦૩ કૃપણતાથી યશનો નાશ થાય છે. ક્રોધથી ગુણનો નાશ થાય છે. દંભથી સત્યતાનો નાશ થાય છે. ક્ષુધાથી મર્યાદાનો નાશ થાય છે, વ્યસનથી ધનનો નાશ થાય છે વિપત્તિથી મનની સ્થિરતા નાશ પામે છે. મદથી વિનયનો નાશ થાય છે, ખરાબ ચેષ્ટાથી પુરૂષાર્થનો નાશ થાય છે, દરિદ્રતાથી સન્માનનો નાશ થાય છે, અને મમતાથી આત્માનો પ્રકાશ નાશ પામે છે.

૨૦૪ જ્યાંસુધી આ શરીર સ્વસ્થ છે, નિરોગી છે, વૃદ્ધાવસ્થાથી દુર છે, ઇંદ્રીયોની શક્તિ ઓછી થઇ નથી, અને આયુષ્યનો ક્ષય થયો નથી ત્યાંસુધીજ પોતાના આત્માના કલ્યાણ અર્થે જે કાંઇ કરવાનું હોય તે કરી શકાય છે માટે આ લોક તથા પરલોકના કલ્યાણને માટે આપણે મૃત્યુના કિનારાપર બેઠા છીએ એમ માની સર્વદા સતત પ્રયાસ કરવો જોઇએ.

---

# પ્રારબ્ધ.



૨૦૫ પુર્વ જન્મમાં કરેલા શુભાશુભ કર્મ તેજ પ્રારબ્ધ કહેવાય છે. મનુષ્ય માત્રના પ્રારબ્ધમાં જે લખેલું હોય છે તે ટાળવા હરિ, શંકર, બ્રહ્મા અને દેવતાઓ પણ સમર્થ નથી.

૨૦૬ માણસના પ્રારબ્ધાનુસાર જે બનવાનું હોય તેવીજ બુદ્ધી, વ્યવસાય અને સહાય તેને મળે છે.

૨૦૭ શુરવીર અથવા પંડિતના કરતાં ભાગ્યવાન એટલે સારા પ્રારબ્ધવાળો પુરૂષ ઉત્તમ છે. કારણકે પાંડવો શુરા તથા વિદ્વાન હતા તોપણ તેમને નબળા પ્રારબ્ધને યોગે જંગલમાં નિવાસ કરવો પડયો હતો.

૨૦૮ પ્રારબ્ધની સત્તા કેવળ મનુષ્યો ઉપર ચાલે છે એમ નથી પણ દેવતાઓની ઉપર પણ ચાલે છે કેમકે શંકર પરમાત્માને કુબેરભંડારી જેવો મિત્ર હતો તો પણ તેમના પ્રારબ્ધમાં વસ્ત્ર નહોતું તો ચામડું જ ઓઢવું પડયું.

૨૦૯ જેનું દૈવ વિમુખ હોય છે તેને પિતા, માતા, સ્ત્રિ, ભાઈ કે સહોદર માંથી કોઇપણ સહાય કરી શકતું નથી.

૨૧૦ નીતિવાન પુરૂષ ગમે તેટલો ઉદ્યોગ કરે તોપણ તેનું ફળ તેના પ્રારબ્ધ પ્રમાણેજ તેને મળે છે.

૨૧૧ વિદ્યા કે પુરૂષાર્થ ફળતા નથી પણ પ્રારબ્ધજ ફળે છે. કારણ કે હર ( શંકર ) અને હરિ ( વિશ્નુ ) એ બનેએ સાથે મળીને સમુદ્ર મથન કર્યું હતું, મતલબ બંનેનો ઉદ્યોગ એક સરખોજ હતો તોપણ શ્રી વિશ્નુના પ્રારબ્ધમાં લક્ષ્મિજી હતા તો સમુદ્ર મથનથી તેમને લક્ષ્મિજી પ્રાપ્ત થયા અને શ્રી શંકરના પ્રારબ્ધમાં ઝેર હતું તેથી તેજ ઉદ્યોગથી તેમને ઝેર મળ્યું.

૨૧૨ જેમ પુષ્પ અને ફળ પ્રેરણા કર્યા શિવાય પોતપોતાને કાળે ફળિત થાય છે તેમજ પુર્વે કરેલું કર્મ એટલે પ્રારબ્ધ યથા સમય અવશ્ય ફળ આપે છે.

૨૧૩ વિપત્તિમાં ખેદ કરવો નહિ અને સંપતિમાં હર્ષ કરવો નહિ કારણ કે કર્મની ગતિ મુજબ જે થવાનું હોય તે મિથ્યા થઇ શકતું નથી.

૨૧૪ શંખનો પિતા રત્નાકર ( સમુદ્ર ) છે અને તેની બેન લક્ષ્મિ છે પણ શંખના પ્રારબ્ધમાં ભિક્ષા છે તેથી તે ભિક્ષા માટે રૂદન કરે છે.

૨૧૫ વાસુકી નાગ શંકર પરમાત્માના કંઠમાં રહે છે, તો પણ તેના પ્રારબ્ધ-માં વાયુનું ભક્ષણ કરવાનું છે તો તેને બીજું કાંઇ ખાવાં મળતું નથી, મતલબ કે પ્રારબ્ધમાં ન હોય તો મોટાનો આશ્રય પણ કાંઇ ફળ આપી શકતો નથી.

૨૧૬ જ્યારે પ્રારબ્ધ પ્રતિકુળ હોય ત્યારે ગુણ પણ દોષ રૂપ થાય છે, અને જ્યારે સાનુકુળ હોય ત્યારે દોષ પણ ગુણ રૂપ થાય છે.

૨૧૭ પ્રારબ્ધ અવશ્ય મોટા માણસોને પણ ભોગવવું પડે છે. શંકર પર-માત્માના પ્રારબ્ધમાં નગ્નપણું હતું તો તેને વસ્ત્ર પહેરવા મળ્યું નહિ અને વિશ્નુ ભગવાન કે જે જગતનું પોષણ કરનારા છે તેને કીન-ખાબ કે મખમલની પથારીની ખોટ નહોતી પણ તેના પ્રારબ્ધમાં સર્પ પર શયન કરવાનું છે, તેથી તેમને સર્પ ઉપરજ શયન કરવું પડે છે.

૨૧૮ દેવની સેવા કરવાથી પણ પ્રારબ્ધના બંધનનો ક્ષય થતો નથી કારણ કે શંકરનું વાહન નંદી છે, તોપણ તેના પ્રારબ્ધમાં ઘાસ ખાવાનું છે, તે શ્રી શંકરની સેવાથી પણ મિથ્યા થતું નથી.

૨૧૯ જે બનવાનું છે તે અવશ્ય બનેજ છે તે મીથ્યા થઇ શકતું નથી. કા-રણ કે પ્રારબ્ધ ફેરવી શકાય તેમ હત તો શ્રી રામચંદ્રજી, નળરાજા, અને યુધિષ્ઠિર આદિ દુઃખી થાત નહિ.

૨૨૦ પુરૂષ ગમે તેવો ડાહ્યો હોય તોપણ કર્મની પ્રેરણા પ્રમાણેજ થાય છે, કારણ કે બુદ્ધિ કર્મ અનુસારેજ પ્રવર્તે છે. કહેવત છે કે

**बुद्धिः कर्मानुसारिणि.**

૨૨૧ યમ રાજાની પાસે કર્મ પ્રમાણે સુખ દુઃખના લેખ લખનાર ચિત્ર ગુપ્તે મનુષ્યના લલાટમાં જે અક્ષરોની પંક્તિ લખી છે તેને ઉડાવી બીજી વાર લખવાને દેવ પણ સમર્થ નથી.

૨૨૨ જેને જે ઠેકાણે સુખ કે દુઃખ ભોગવવાનું હોય તે ઠેકાણે તેનું દૈવ ( ભાગ્ય ) તેને બળાત્કારે લઇ જાય છે.

૨૨૩ સન્મુખ થયેલો વિધિ એટલે ફળ આપવા તૈયાર થએલું પ્રારબ્ધ દ્વિપમાંથી, સમુદ્રમાંથી વ.ને દિશાના અંતમાંથી પણ ઇષ્ટ વસ્તુ લાવી આપે છે.

૨૨૪ દૈવ સાનુકુળ હોય તો અનિષ્ટમાંથી પણ તત્કાળ ઇષ્ટ પ્રાપ્ત થાય છે. દાખલા તરીકે શ્રી શંકરે વિષનું પાન કર્યું તેથી મૃત્યુજ થવું જોઇએ પણ દૈવ સાનુકુળ હતા તો તરતજ મૃત્યુંજય પણાને પામ્યા.

૨૨૫ પુરૂષ કદી પર્વતના શિખર પર ચડે, સમુદ્રને તરી બીજે પાર જાય, મહાલક્ષ પરદેશગમન કરે અથવા તો પાતાળમાં જાય તો પણ જ્યાં જાય ત્યાં તેના પ્રારબ્ધ પ્રમાણેજ તેને ફળ મળે છે.

૨૨૬ જેની કોઇ રક્ષા કરવા વાળું ન હોય પણ દૈવ જો રક્ષા કરનાર હોય તો તે કુશળજ રહે છે અને જે સારી રીતે રક્ષણ કરનારા ઘણા હોય પણ જો દૈવથી તેનું રક્ષણ ન હોય તો તેનો વિનાશજ થાય છે. કેમકે વનની અંદર અનાથ પુરૂષ રક્ષણ વગર જીવે છે, અને ઘેર યત્ન પુર્વક રક્ષણ થતું હોય તો પણ વિનાશ પામે છે.

૨૨૭ ભાગ્ય વગર દોડાદોડ કરવી એ નકામી છે, કારણ કે તે કંઇ લક્ષ્મિનું સાધન નથી. જો દોડાદોડીથી લક્ષ્મિ પ્રાપ્ત થતી હોય તો શ્વાન અહર્નિશ દોડાદોડ કરે છે તે કેમ લક્ષ્મિવાન થતા નથી

૨૨૮ શંકર પરમાત્મા પોતે મહેશ્વર છે, તેમનો શ્વસુર (સસરો) હિમાલય છે, કુબેર ભંડારી જેવો તેમનો મિત્ર છે, અને ગણપતિ જેવો પુત્ર છે તોપણ શ્રી શંકરને ભિક્ષાટન કરવું પડે છે કારણ કે દૈવ ઇચ્છાજ બળવાન છે બલીયસી કેવલં ઈશ્વરેચ્છા."

૨૨૯ આપત્તિનો વખત નજીક આવે ત્યારે પુરૂષોની બુદ્ધિ મલીન થઇ જાય છે, કારણ કે સુવર્ણનો મૃગ કોઇવાર પુર્વે થયો નથી, કોઇએ દીઠો નથી અને તેવો મૃગ હોવો અસંભવ છે તોપણ તેને માટે સીતાજીને તૃષ્ણા થઇ હતી કહેવત છે કે વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

૨૩૦ પુર્વ જન્મમાં કરેલા પુણ્યો માણસનું વનમાં, શત્રુની વચમાં જળમાં, અગ્નિમાં, મોટા સમુદ્રમાં અને પર્વતમાં પ્રમાદથી સુઇ રહયો હોય તોપણ રક્ષણ કરે છે, માટે પુણ્ય કર્મનો સંચય કરવો.

૨૩૧ વિધિ જો વિરૂધ્ધ હોય તો સમુદ્રમાં પણ જળ મળતું નથી, અમૃતના સાગર રૂપ ચંદ્રમામાં પણ અમૃત મળતું નથી, કલ્પ વૃક્ષથી પણ મનોરથ સિદ્ધ થતો નથી, અને સુવર્ણની નગરીમાંથી પણ સુવર્ણ મળતું નથી.

૨૩૨ હાથી જેવું સમર્થ પ્રાણી અને ઝેરી સર્પ પણ પ્રારબ્ધથી બંધનમાં આવે છે, ચંદ્ર અને સુર્યને પણ ગ્રહની પીડા ભોગવવી પડે છે. અને બુદ્ધિમાન પુરૂષોને પણ દરિદ્રતા ભોગવવી પડે છે, તે જોતાં એમજ જાણવું કે વિધી બળવાન છે.

૨૩૩ જ્યારે દૈવ પ્રતિકુળ થાય છે ત્યારે ઘણા સાધનો હોય તો પણ નિ-ષ્ફળ જાય છે કેમકે સુર્ય અસ્ત પામતો હોય તે તેના અસંખ્ય કિરણો તેના અવલંબનને માટે ઉપયોગમાં આવતાં નથી.

૨૩૪ જે પુરૂષનું સુકૃત મોટું છે એટલે તેના પરિણામે ભાગ્ય મોટું છે તેને ભયંકર વન પણ સુંદર નગર રૂપ થાય છે, તેનીપાસે દુષ્ટો પણ સુજન થઇ જાય છે અને બધી પૃથ્વી તેને નીધિ રત્નોથી પુર્ણ જણાય છે.

૨૩૫ મહાન સતિ દ્રૌપદીનું રક્ષણ કરનાર પાંચ સમર્થ પતિ હતા તોપણ તેનું દૈવ વિપરીત હતું તેથી વિદુર, ભીષ્મ, દ્રોણ અને શારદ્વતની કચેરીમાં તેનો પરાભવ થયો ત્યારે તેને કોઇ સહાય કરી શક્યું નહોતું મતલબ કે દૈવ પ્રતિકુળ હોય ત્યારે આપ્તજનો પણ કાંઈ કરી શકતા નથા.

૨૩૬ ચંદ્ર અમૃતનો ભંડાર છે, ઔષધિઓનો નાયક છે, શંકરે મસ્તક પર તેને ધારણ કરેલ છે, એટલી અનુકુળતાં. છતાં તેનો રાજયક્ષ્મા રોગ દુર થઇ શકતો નથી મતલબ કે પ્રારબ્ધની ગતીજ બળવાન છે.

૨૩૭ મનુષ્યના પ્રારબ્ધમાં જે હોય છે તેજ તેને મળે છે માટે ધનવાનો પાસે કૃપણવૃતિ કરી યાચના કરવી નહિ, કારણકે કુવામાં કે સમુદ્રમાં નાખેલા ઘડામાં સરખુંજ જળ આવે છે.

૨૩૮ ઈંદ્રને બ્રહસ્પતિ જેવો દોરનાર છે, વજ્ર, જેવું આયુધ છે, દેવતાઓ તેના સૈનિક છે, સ્વર્ગ જેવો કિલ્લો છે અને ઐરાવત જેવો હાથી છે આટલું સાહીત્ય છતાં પણ ઈંદ્રનો રણભુમીમાં શતરૂઓથી પરાજય થયો હતો, મતલબકે ગમે તેવા સારા સહાયક હોય અને પ્રબળ પુરૂ-ષાર્થ હોય તોપણ દૈવની અનુકુળતા વગર કાર્ય સિધ્ધ થતું નથી.

૨૩૯ રામચંદ્રજી સુર્ય વંશમાં ઉત્પન્ન થયા હતા, ચક્રવર્તી દશરથ રાજાના પુત્ર હતા, સીતાજી જેવી તેમની સતી સ્ત્રિ હતી, લક્ષ્મણ જેવા તેમને ભાઇ હતા, અને પરીપુર્ણ ભુજ પરાક્રમી હતા છતાં તેમને પણ વિધિએ દુઃખ આપ્યું હતું તો બીજા મનુષ્યની શી ગણતા!

૨૪૦ વડવાનળની તૃષા સમુદ્રના જળથી પણ મટી નહીં, ચાતક પક્ષી મેઘને પ્રાપ્ત થવા છતાં પણ તેની તૃષા મટતી નથી, સુર્યની પાસે રહેવા છતાં પણ અરૂણને ચરણ મળ્યા નહિ અને શંકરના મુગટ ઉપર રહેવા છતાં પણ ચંદ્રમા ક્ષય રોગથી મુક્ત થયો નહિ. મતલબ ગમે તેવા ઉત્કૃષ્ટ સજ્જનોનો સમાગમ હોય તોપણ ભાગ્યને અનુસરી-નેજ ફળ ભોગવવું પડે છે.

૨૪૧ આ જગતમાં સર્વ વસ્તુ છે પણ સમર્થ દૈવ જેને માટે જેટલું પ્રમાણ રૂપ કરેલું હોય તેટલુંજ તેને મળે છે, કેમકે વરસાદ સર્વની આશા પુરવા હમેશાં વરસે છે તોપણ ચાતક પક્ષિના મુખમાં તો બે કે ત્રણ બીંદુઓજ પડે છે, મતલબ ભાગ્ય પ્રમાણેજ મળે છે.

---

## ઉદ્યમ

૨૪૨ કાર્યની સિધ્ધિ ઉદ્યમ વડે થાય છે. મનોરથ કર્યાથી થતી નથી કેમકે સુતેલા સિંહના મુખમાં મૃગો એની મેળે પેસી જતા નથી પણ સિંહ ઉઠીને શિકાર કરે ત્યારેજ ભક્ષ મળે છે. તેવી રીતે દરેક મનુષ્યે પ્રારબ્ધ પર આધાર રાખી બેસી રહેવું નહિ પણ ઉદ્યમ કરવો જોઇએ.

૨૪૩ ઉદ્યોગ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ અને પરાક્રમ એ છ વસ્તુઓ જ્યાં હોય ત્યાં ભાવીની અનુકુળતા છે એમ માનવું.

૨૪૪ પ્રારબ્ધાનુસાર થવાનું હશે તેમ થશે એમ ધારી ઉદ્યમનો ત્યાગ કરવો નહિ કારણ કે તલમાંથી તેલ અવશ્ય નીકળવાનું છે પણ તેને ઘાણીમાં ઘાલી પિલ્યા શિવાય તેલ નીકળતું નથી તેમ ઉદ્યમ કર્યા શિવાય કાર્ય સિદ્ધિ થતી નથી.

૨૪૫ એક ચક્ર વડે જેમ રથની ગતિ થતી નથી તેમ પુરૂષાર્થ શિવાય એકલું દૈવ સાફલ્ય થતું નથી માટે ગમે તેવું કામ દૈવપર આધાર રાખી બેસી ન રહેતાં સિદ્ધ કરવા માટે ઉદયોગ કરવો જોઇએ.

૨૪૬ આળસ એ મનુષ્યનો મોટામાં મોટો શત્રુ છે, અને ઉદ્યમ મોટામાં મોટો મિત્ર છે. ઉદયોગ કરવાથી માણસ ખીન્નતા પામતો નથી.

૨૪૭ દેવતાઓએ જેમ ક્ષીર સાગરનું મંથન કર્યું ત્યારેજ તેઓને અમૃત પ્રાપ્ત થયું તેવી રીતે ઉદ્યમ કરવાથીજ સંપતી મળે છે.



# વિદ્યા

૨૪૮ સર્વ દ્રવ્યોમાં વિદ્યારૂપી દ્રવ્ય ઉત્તમ છે કારણકે તે કોઈથી હરી શકાતું નથી, તેનો કોઇ ભાગ માગી શકતું નથી, તે વાપરવાથી વૃધ્ધી પામે છે અને તે અક્ષય દ્રવ્ય છે માટે વિદ્યારૂપી દ્રવ્ય પ્રાપ્ત કરવા દરેક મનુષ્યે સતત પ્રયત્ન કરવો જોઇએ.

૨૪૯ વિદ્યારૂપી લોચનથી અનેક સંશયો છેદાય છે તથા પરોક્ષ પદાર્થો નજરે આવે છે. જેને વિદ્યારૂપી લોચન નથી તેને આંધળો સમજવો.

૨૫૦ શસ્ત્રવિદ્યા અને શાસ્ત્રવિદ્યા એ બે વિદ્યા દરેક મનુષ્યને પ્રાપ્ત કરવા યોગ્ય છે, તેમાં શસ્ત્રવિદ્યા યુવાવસ્થામાંજ ઉપયોગી છે, વૃદ્ધાવસ્થામાં તેનો ઉપયોગ થઈ શકતો નથી પણ શાસ્ત્ર વિદ્યાથી તો બંને અવસ્થામાં આદર સત્કાર મળે છે તેથી શસ્ત્રવિદયા કરતાં શાસ્ત્ર વિદયા ઉત્તમ છે.

૨૫૧ જેની પાસે સદવિદ્યા છે તેને પોતાના ઉદર નિર્વાહની ચિંતા રહેતી નથી કારણ કે પોપટ જેવું પક્ષિ પણ હરિ, રામ વિગેરે શબ્દો સારી રીતે બોલે છે તો મનુષ્ય તેને પ્રીતિ પુર્વક પાળે છે.

૨૫૨ વિદયા મનુષ્યનું માતાની માફક રક્ષણ કરે છે, પિતાની માફક હિતમાં જોડે છે, કાંતાની પેઠે ખેદ નિવારી આનંદ આપે છે, લક્ષ્મિ પ્રાપ્ત કરાવે છે, અને કિર્તિનો ફેલાવો કરે છે, અર્થાત વિદ્યાથી કલ્પલતાની માફક પ્રત્યેક કાર્ય સિદ્ધ થાય છે.

૨૫૩ વિદ્યાએ પુરૂષનું અધિક રૂપ છે, ગુપ્ત ખજાનો છે, વિદ્યાથી ભોગ, યશ અને સુખ પ્રાપ્ત થાય છે, તે પરદેશમાં બંધુની ગરજ સારે છે, તે પરમદૈવત છે, અને રાજાઓ પણ તેને માન આપે છે. વિદ્યા વિનાનો પુરૂષ પશુ સમાન છે.

૨૫૪ વિદ્વાન અને રાજાની તુલના કદી થઇ શકતી નથી, મતલબ રાજા કરતાં વિદ્વાન અધિક છે કારણ કે રાજાને તેના દેશમાં એટલે તેનીજ પ્રજા માન આપે છે પણ વિદ્વાન તો સર્વત્ર એટલે જ્યાં જાય ત્યાં પુજાય છે.

૨૫૫ વિદ્યા એ પુરૂષની અનુપમ કિર્તિ છે, ભાગ્યના ક્ષય વખતે કામધેનુ રૂપ છે. વિરહમાં રતિ રૂપ છે, માટે દરેક મનુષ્યે બીજી પ્રવૃતિ છોડી વિદ્યા પ્રાપ્ત અવશ્ય કરવી જોઇએ.

૨૫૬ ગમે તેવા મોટા કુળમાં જન્મ થયો હોય પણ જો વિદ્યા પ્રાપ્ત ન થઇ હોય તો તે જન્મ નકામો છે કારણ કે દેવતાઓ કુળવાનને પુજતા નથી પણ વિદ્વાનનેજ પુજે છે.

# કાવ્ય પ્રસંશા.



૨૫૭ કાવ્યમાં નવો અર્થ, અગ્રામ્ય જાતિ, સ્ફુટ રસ, અને વિકટ અક્ષર ( યમક ) ની રચના અવશ્ય હોવાં જોઇએ.

૨૫૮ કાવ્યમાં પદ રચના સારી હોય, અર્થની સમૃધ્ધિ હોય, પણ જો ગું. થણી સારી ન હોય તો તે કાવ્ય શોભતું નથી.

૨૫૯ સમુદ્રમાં છીપ પુષ્કળ હોય છે પણ સુજ્ઞ પુરૂષ મોતી વાળી છીપજ ગ્રહણ કરે છે તેમ કવિતા પણ જો હરિના નામથી અંકિત હોય તો વિદ્વાનો તેનો અંગીકાર કરે છે.

૨૬૦ જે કાવ્યમાં શ્લેષ અલંકાર હોય, પદચ્છેદની વિચિત્રતાથી અનેક અર્થ નીકળે એવાં જ્યાં પદ હોય, વર્ણનીય વસ્તુ સારી હોય, દોષથી રહિત હોય, સારાં કાવ્યોના ગુણો જેમાં રહેલા હોય, કોમળતા અને નાના પ્રકારની રચનાના વિલાસ રહેલા હોય તેજ ખરૂં કાવ્ય ( કૃતિ ) જાણવી, તે શિવાયની જે કૃતિ તે વિકૃતિ સમજવી.

૨૬૧ ઉત્તમ કાવ્યના શ્રવણ અને અભ્યાસથી વિચિક્ષણતા પ્રાપ્ત થાય છે. તથા તેથી કિર્તિ અને પ્રીતિ મેળવાય છે.

૨૬૨ શ્રૃંગારાદિ રસ વાળી ભાર્યા જેમ પુરૂષને પ્રિય લાગે છે તેમજ અલંકાર સંહિત રસ વાળી આર્યા ( કવિતા ) પણ પ્રિય લાગે છે. મંદ ગતિ વાળી એટલે સારા નિયમિત પગલા મુકી ચાલનારી ભાર્યા (સ્ત્રિ) જેમ શોભે છે, તેમજ સારા પદની ગોઠવણવાળી આર્યા પણ શોભે છે, કારણ કે વનિતા (સ્ત્રિ) ના દર્શન માત્રથીજ રસજ્ઞ માણસ જેમ ચપળ થાય છે તેમજ સારી કવિતા સાંભળવાથી સુકવિનું હૃદય સરળ થાય છે.

૨૬૩ સત્પાત્રને યોગ્ય સદબોધના પ્રતિબિંબ રૂપ જે કાવ્ય હોય તેથી પ્રત્યેકને હર્ષ ઉત્પન્ન થાય છે.

૨૬૪ સુકવિની કવિતા સહૃદય રસિક પુરૂષમાં જે રસ ઉત્પન્ન કરે છે તેવો રસ બ્રહ્મ વિદ્યા કે રાજ્ય લક્ષ્મિથી પણ ઉત્પન્ન કરી શકાતો નથી.

૨૬૫ કાવ્યનો અર્થ મરેઠાણી સ્ત્રિઓના સ્તનની પેઠે જરા ગુઢ, અને જરા ખુલ્લો હોય તો તે સારો જણાય છે. પણ દક્ષિણ હિંદુસ્તાનની સ્ત્રિઓના સ્તનની પેઠે અત્યંત ખુલ્લો હોય અથવા ગુજરાત કાઠીઆવાડની સ્ત્રિઓનાં સ્તનની પેઠે અત્યંત ગુઢ હોય તો તે માધુર્યને પામતો નથી.

૨૬૬ સાયંકાળની મકરંદ (પુષ્પ રસ) વાળી મલ્લીકાના પુષ્પોમાં જવાને ભમરાઓને આમંત્રણ કરવાની જરૂર પડતી નથી, તેમજ રસવાળી અને રંજન કરનારી કવિતાપર ધ્યાન દેવાને અર્થાત સાંભળવાને કાવ્ય રસિક પુરૂષોને પ્રાર્થના કરવી પડતી નથી, પણ પોતાની મેળેજ તે તરફ તે આકર્ષાય છે.

૨૬૭ ઉત્તમ કવિઓ મૃત્યુ પામ્યા હોય તોપણ તેઓનું કાવ્યમય શરીર તો આ લોકમાં અખંડજ રહે છે.

૨૬૮ અમૃત, ગોળ, મીઠાઇ, મધ અને દુધનો સ્વાદ માપી શકાય છે, અને કદાપિ તેના અતિ સેવનથી તેનાપર વિરસપણું એટલે અરૂચી ઉત્પન્ન થાય છે. પણ ઉત્તમ કવિના મનોહર કાવ્યમાં અવધિ વિનાનો અને નવિન આનંદ આપનારો એવો રસ સ્ફુરે છે કે જેની ઉપમા બીજા કોઇપણ રસને આપી શકાતી નથી.

૨૬૯ જે કાવ્યમાં કમળની કળિની કાંતીના જેવી રચના હોય, કમળના પરાગના ઉલ્લાસના જેવો જેમાં અર્થ રહ્યો હોય, કમળમાં રહેલ સુગંધના જેવો જેમાંથી ચમત્કારી વ્યંગાર્થ નીકળતો હોય, અને ભમરાઓની પેઠે સહૃદય એટલે કાવ્યના ભાવને જાણવામાં પરિપક્વ બુદ્ધીવાળા રસિક પુરૂષો જેનો સ્વાદ લેતા હોય તેજ ખરેખરૂં કાવ્ય સમજવું પણ કુભાગ્ય કવિઓનું બડબડવું એ કાવ્ય ગણવું નહિ.

૨૭૦. જે પ્રસંગને મળતા હેતુ સહિત વાક્યો ગોઠવી નિઃશંક થઇને બોલે છે તેજ કવિ, તેજ કાવ્ય અને તેનોજ કાવ્યમાં પરિશ્રમ સફળ જણાય છે.

૨૭૧ કંકણની વિચીત્ર કારીગરી સોનીના જેવી બીજો કોઇ જાણી શકતો નથી, તેમજ સારા કવિના શબ્દોની સુંદર રચના સારો કવિજ જાણી શકે છે, બીજાને જણાતી નથી.

૨૭૨ ચંદ્રની કાંતીથી સમુદ્રમાં વૃદ્ધી થાય છે. તેમ કુવાના પાણીમાં થતી નથી, તેમજ કવિઓના ઉત્તમ કાવ્યથી કવિઓજ સંતોષાય છે. બીજા સંતોષ લઇ શકતા નથી.

૨૭૩ સુંદર સ્ત્રિના લાવણ્યને તેને ઉત્પન્ન કરનાર પિતા જાણતો નથી પણ તેનો પતિજ જાણે છે; તેવી રીતે કવિઓ કાવ્ય રચે છે પણ તેના સ્વાદને જાણતા નથી, તેનો સ્વાદ તો ઉત્તમ પુરૂષોજ જાણી શકે છે. કારણ કે કવિતારૂપી યુવતિને જન્મ આપનાર તથા પોષણ કરનાર કવિ તેનો પીતા છે, વિવેકી પુરૂષો તેના સહોદર—બંધુ છે, અને તેનો પાળનાર અને રસ જાણનાર પુરૂષ તેનો પતિ છે.

# લક્ષ્મિ સ્વભાવ.

૨૭૪ મૃગલી જેમ બંધન થવાની શંકાથી દુર નાસી જાય છે, તેમ લક્ષ્મિ ગુણવાન માણસથી દુર દુર નાસે છે અર્થાત ગુણવાન માણસો લક્ષ્મિવાન હોતા નથી.

૨૭૫ લક્ષ્મિ અતિ પુજ્ય, અતિ દાતાર, અતિ શુરવીર, અને બુદ્ધિમાન માણસો પાસે તેવા પુરૂષો પાસે માન પામશે નહિ, એવા ભયથી જતી નથી પણ કૃપણ પાસેજ જાય છે.

૨૭૬ જ્યાં લક્ષ્મિ હોય છે ત્યાં ઘણું કરી સરસ્વતિનો વાસ હોતો નથી. કારણ કે બંનેનો સ્વભાવ પરસ્પર વિરૂદ્ધ છે.

૨૭૭ ઉદ્યોગ રહિત, આળસુ, નશીબપર આધાર રાખી બેસી રહેનાર અને હિંમત રહિત પુરૂષ લક્ષ્મિ પ્રાપ્ત કરી શકતો નથી.

૨૭૮ લક્ષ્મિનો સ્વભાવ ચંચળ છે માટે તે પ્રાપ્ત થઈ હોય તો તેનાથી સુખનો અનુભવ લેવો, દાન આપવું, અને સજ્જનોની ભક્તી કરવી.

૨૭૯ લોકો લક્ષ્મિને ચપળા એવો જે અપવાદ આપે છે તે દોષ લક્ષ્મિનો નથી પણ તેના પિતા સમુદ્રનો છે, કારણ કે સમુદ્રે વૃદ્ધનારાયણને તેને આપી છે અર્થાત વૃદ્ધ પતિની સ્ત્રિ સ્વભાવિક રીતે ચપળ થાય તેમાં તેનો દોષ નથી પણ વૃદ્ધ પતિ સાથે પરણાવનાર તેના પિતાનો દોષ છે.

૨૮૦ જે હળાહળ ઝેર છે તેના કરતાં પણ લક્ષ્મિનું ઝેર અતિ ઉગ્ર છે કારણકે, શંકર પરમાત્માએ હળાહળ ઝેર પીધું તોપણ તે સુખેથી જાગે છે અને વિશ્નુ ભગવાને લક્ષ્મિનો સ્પર્શ કર્યો તો સર્પના શરીરરૂપી શૈય્યામાં સુઈ રહે છે.

૨૮૧ લક્ષ્મીવાન ધર્મી માણસને છેતરે, પોતાની માતાને મારે, મદિરા પીએ, શુદ્ધ કુળવાન સ્ત્રિને છોડી દે, વેદની નિંદા કરે અને હિંસા કરે તોપણ લોકો તેને વંદે છે.

૨૮૨ લક્ષ્મિવાન પુરૂષ આળસુ હોય તોપણ સ્થિર કહેવાય છે, ચપળ હોય તો ઉદ્યોગી ગણાય છે, મુંગો રહેતો હોય તો મિતભાષી કહેવાય છે, મુઢ હોય તો સરલ કહેવાય છે, અને કુપાત્રે દાન કરતો હોય તોપણ ઉદાર ગણાય છે.

૨૮૩ અગસ્ત્ય મુનીએ લક્ષ્મિના પિતા સમુદ્રનું પાન કર્યું હતું, ભગુ રૂષીએ કોપથી લક્ષ્મિના પતિ વિશ્નુને પાટુ મારી હતી, અને બ્રાહ્મણો બાળપણથીજ લક્ષ્મિની વૈરિણી સરસ્વતિને સેવે છે, અને પ્રતિદીવસ દેવપુજન માટે લક્ષ્મિનું ઘર કમળ છે તેને તોડે છે તેથી ખેદ પામીને લક્ષ્મિ બ્રાહ્મણના કુળનો ત્યાગ કરે છે.

૨૮૪ ડાહ્યા માણસે પોતાનું મન કોઇને બતાવવું નહિ કારણકે ધનના દર્શનથી મુનિઓનું મન પણ ચળિત થાય છે.

૨૮૫ સ્ત્રીના રૂપથી તો જુવાન પુરૂષને ક્ષણિક મોહ ઉત્પન્ન થાય છે પણ સુવર્ણ એટલે ધનનો મોહ તો સ્ત્રિ, બાળક, વૃદ્ધ અને નપુંસકને પણ થાય છે.

૨૮૬ માણસ માણસનો દાસ થતો નથી પણ ધનનો દાસ થાય છે.

૨૮૭ આ જગતમાં પૈસાદાર માણસ કુળવાન, પંડિત, શાસ્ત્ર જાણનાર, ગુણજ્ઞ, વક્તા અને દર્શનિય ગણાય છે મતલબ કે બધા ગુણો કાંચનનો આશ્રય કરી રહેલા છે; "સર્વે ગુણા કાંચનમાશ્રયન્તે"

૨૮૮ મિત્રો, પુત્રો, સ્ત્રિઓ અને સુન્હદયજનો પણ જ્યાં સુધી માણસ ધનવાન હોય ત્યાં સુધીજ તેનો આશ્રય કરે છે અને નિર્ધનાવસ્થામાં તેનો ત્યાગ કરે છે.

૨૮૯ ધનથી અકુલવાન હોય તે કુલવાન થાય છે અને આપત્તિ નીવારી શકાય છે માટે ધન ઉપાર્જન કરવા સતત પ્રયત્ન કરવો.

૨૯૦ ધન વગરના પુરૂષની માતા નિંદા કરે છે, પિતા પ્રશંસા કરતો નથી. ભાઇ તેને બોલાવતો નથી. નોકર સામુ બોલે છે, પુત્ર તેને અનુસરતો નથી, સ્ત્રિ આલિંગન કરતી નથી, મતલબ ચહાતી નથી અને મિત્ર પોતાની પાસે પૈસા માગશે એવી શંકાથી દુર રહે છે. પણ જો દ્રવ્ય હોય તો બધા વશ થાય છે.

૨૯૧ વયોવૃદ્ધ, તપોવૃદ્ધ અને બહુ સત વૃધ્ધ માણસો પણ ધનવડે વૃદ્ધ થએલા પુરૂષ એટલે ધનિકના દ્વારમાં દાસરૂપે ઉભા રહે છે.

૨૯૨ પૈસાના અર્થી માણસો ધનવાનને વિદ્વાન, શીલવાન, દાની, શુરો, અને કળાવાન ગણી તેની પ્રશંસા કરે છે.

૨૯૩ ધનવાનને દરેક મોટા માણસ અનુસરે છે. શંકર જેવા મહાત્મા પણ ધનપતિ કુબેરને અનુસરે છે.

૨૯૪ દરિદ્રિ માણસનું વાક્ય હેતુવાળું તથા પ્રમાણવાળું હોય તો પણ આ જગતમાં કોઈ સાંભળતું નથી, પણ ધનવાનનું વાક્ય અતી કઠોર અને અસત્ય હોય તો પણ સર્વ તે આતુરતાથી સાંભળે છે.

૨૯૫ દુંદુભિના નાદ પાસે નિર્ધનની વાણી કલ્યાણ કરનારી હોય અને હિતકારી હોય તોપણ શોભતી નથી.

૨૯૬ લોકોની પ્રીતિ ધનવાનની તરફજ હમેશાં રહે છે તેમાં વિદ્યા કે કુળની મોટાઈ જોવામાં આવતી નથી, કારણ કે શંકરે ગંગાને મસ્તક પર રાખેલ છે તોપણ તે રત્નાકર ધનવાન હોવાથી તેની પાસે ગંગાજી સત્વર જાય છે.

૨૯૭ શંકર ગંગાને મસ્તક પર રાખે છે તથાપિ ગંગા શંકરના મુખને કદીપણ ચુંબન કરતી નથી પણ પોતાના હજારો પ્રવાહરૂપી મુખોથી સમુદ્રને ચુંબન કરે છે, મતલબ જગત ધનવાનનેજ ચાહે છે.

૨૯૮ ધનવાનનો શત્રુ હોય તો પણ સ્વજન થઇ જાય છે અને દારિદ્રિ પુરૂષને સ્વજન પણ દુર્જન ( શત્રુ ) થઇ જાય છે.

૨૯૯ પાંખો વિનાનું પક્ષિ, પાણી વિનાનું સરોવર, સુકું ઝાડ અને દરિદ્રની એક સરખી ગતી છે.

૩૦૦ દારિદ્ર સ્થિતિમાં જીવવા કરતાં મરણ વધારે સારૂં છે, કારણ કે મરણ વખતે તો અલ્પ કલેશ થાય છે પણ દારિદ્ર અવસ્થામાં અહોનિશ કલેશ અને દુ:ખ સહન કરવાં પડે છે.

૩૦૧ આ જગતમાં બન્ધુઓ તથા કુટુંબીઓની વચમાં નિર્ધનાવસ્થામાં રહેવું તેના કરતાં જંગલમાં રહી પત્ર પુષ્પાદી ફળનું ભોજન કરી, તૃણની શૈયા પર સુવું તથા ઝાડની છાલનાં વસ્ત્ર પહેરી રહેવું વધારે સારૂં છે.

૩૦૨ દરિદ્રતાથી પુરૂષ લજ્જા પામે છે, લજ્જાથી ભ્રષ્ટ થવાય છે, ભ્રષ્ટતાથી પરાભવ થાય છે, પરાભવથી કંટાળો આવે છે, કંટાળાથી શોક થાય છે, શોકથી બુધ્ધિનો ત્યાગ થાય છે, અને બુદ્ધિના ક્ષય પમાય છે, અર્થાત સર્વ આપત્તિઓનું મુળ દારિદ્રતા છે.

# પરોપકાર.

૩૦૩ પ્રાણ અને ધનવડે પણ પરોપકાર કરવો, કારણ કે સેંકડો યજ્ઞ કરવાથી પણ પરોપકારના જેવું પુન્ય થતું નથી.

૩૦૪ રવિ, ચંદ્ર, મેઘ, વૃક્ષ, નદીઓ, ગાયો અને સજ્જન પુરૂષો એ સર્વે પરોપકાર માટેજ સરજાએલાં છે.

૩૦૫ પરોપકાર બુદ્ધિ વગરના પુરૂષ કરતાં તૃણ પણ શ્રેષ્ટ છે કારણકે તેનાથી રણાંગણમાં ભય પામેલાઓનો બચાવ થાય છે, અને પશુઓ તે ખાઈ પોતાનું જીવન ચલાવે છે.

૩૦૬ આ લોકમાં પોતાને અર્થે તો સૌ જીવે છે, કાગડાઓ પણ પોતાની ચાંચવતી પોતાનો ઉદર નિર્વાહ કરે છે, પણ જેના જીવવાથી વિપ્ર, મિત્ર અને બાંધવોનું ભલું થાય છે તેનુંજ જીવન સાફલ્ય છે.

૩૦૭ કાન કુંડલથી શોભતા નથી પણ શાસ્ત્ર શ્રવણથીજ શોભે છે. હાથ કંકણથી શોભતા નથી પણ દાન આપવાથી શોભે છે તેવી રીતે મનુષ્ય દેહ પણ સુગંધી પદાર્થોનું સેવન કર્યાથી શોભતો નથી પણ પરોપકારથીજ શોભે છે.

૩૦૮ સુર્ય સરોવરના કમળોને વિકસીત કરે છે, ચંદ્ર પોયણાના સમુહને પ્રફુલ્લિત કરે છે, અને મેઘ પ્રાર્થના કર્યા શિવાય જળ આપે છે તેવી રીતે સત્પુરૂષો પોતાથીજ પરહિત કરવામા તત્પર રહે છે.

૩૦૯ દાન કરવાથી ગૌરવતા ( મોટાઈ ) પ્રાપ્ત થાય છે, અને દ્રવ્યનો ફક્ત સંચયજ કરવાથી મોટાઈ નાશ પામે છે, અને હલકાઈ થાય છે, કારણ કે જળનું દાન કરનાર મેઘની ઉંચી સ્થાતિ છે અને જળનો સંચય કરનાર સમુદ્રની નીચે સ્થીતિ છે.

૩૧૦ ધનની ત્રણ ગતી છે, દાન, ભોગ, અને નાશ તેથી જે દાન કરતો નથી અને ઉપભોગ લેતો નથી તેની લક્ષ્મિની ત્રીજી ગતી એટલે તેનો નાશતો અવશ્ય થશેજ.

૩૧૧ દાનથી પ્રાણી વશ થાય છે, દાનથી વેર વિનાશ પામે છે, અને દાનથી શત્રુ બંધુ સમાન થાય છે, એટલે કે દાન સર્વ દુઃખ નાશ કરનાર છે.

૩૧૨ નિર્ધનને ધનનું દાન આપવું, ઘોડા, હાથી, સોના રૂપાનું દાન કરવું તથા પૃથ્વીનું દાન કરવું, પણ સર્વ દાન કરતાં અન્નદાન શ્રેષ્ટ છે, માટે તે અવશ્ય કરવું.

# સજ્જન.

૩૧૩ સજ્જન પુરૂષ આંબાનું વૃક્ષ જેમ ફળે તેમ નમે છે, તેવી રીતે જો કે તે લક્ષ્મિને તૃણ સમાન ગણે છે તો પણ લક્ષ્મિવાન થાય છે તેમ વધારે નમ્ર થાય છે.

૩૧૪ ગંગાજી પાપનું નિવારણ કરે છે, ચંદ્રથી તાપનું નિવારણ થાય છે, અને કલ્પ વૃક્ષ દારિદ્રનું નિવારણ કરે છે પણ મહાશય પુરૂષો તો પાપ, તાપ અને દારિદ્ર ત્રણેનું નિવારણ કરે છે.

૩૧૫ ચંદનનું વૃક્ષ મોટા ઝેરી પદાર્થોથી સદા સર્વદા વિંટાએલું રહે છે, તથાપિ તેને ઝેરની અસર થતી નથી તેવી રીતે ઉત્તમ પુરૂષો સંગના દોષથી વિકાર પામતા નથી.

૩૧૬ સુહૃદય પુરૂષો પંખાની માફક પોતે ભમીને બીજાના તાપનું નિવારણ કરે છે.

૩૧૭ સુર્ય ઉદય અને અસ્ત વખતે જેમ રાતા રંગવાળો હેય છે, મતલબ બંને સમયે તેનો એક સરખોજ રંગ હોય છે તેવી રીતે મોટા પુરૂષો સંપતિ અને વિપત્તિમાં એક સરખી રીતેજ રહે છે, મતલબ તેના મનની સ્થિતિ બંને પ્રસંગે સમાનજ હોય છે.

૩૧૮ સમુદ્રનું જળ જેમ તૃણના ભડકાથી તપતું નથી, તેવીજ રીતે સજ્જન પુરૂષોનું મન ખળ પુરૂષના કોપાવ્યાથી વિકાર પામતું નથી.

૩૧૯ સજ્જન પુરૂષોનો બાહ્ય દેખાવ કદાચ નાળીએરના ફળના જેવો કઠોર હોય તો પણ તેનું ફળ અંદર જેમ રસથી ભરપુર હોય છે તેવી રીતે તેમનું હૃદય પણ નમ્ર હોય છે, અને ખળ પુરૂષનું હૃદય બોરના ફળની માફક ઉપરથી મનોહર પણ અંદર કઠોર હોય છે.

૩૨૦ મોટા પુરૂષો ઉપર દૈવયોગે વિપત્તિ આવે ત્યારે તેમનું મન ધૈર્યરૂપી વજ્રનું બખ્તર ધારણ કરે છે.

૩૨૧ હાથીના દાંત જે બહાર નીકળ્યા તે ફરી અંદર જઈ શકતા નથી તેવી રીતે સજ્જન પુરૂષ જે વચન બોલે છે તે અવશ્ય પાળે છે.

૩૨૨ ઉત્તમ પુરૂષોને ચિતમાં, વાણીમાં અને ક્રિયામાં એકરૂપતાજ રહે છે.

૩૨૩ સજ્જન પુરૂષો સંપમની સાથે વિવેકવાળા હોય છે, વિદ્યાની સાથે વિનય યુક્ત હોય છે અને નમ્રતા સાથે પ્રભુતાયુક્ત હોય છે.

૩૨૪ ચંદ્ર જેમ ચાંડાળના ઘર પરથી પોતાની કાંતિને હરી લેતો નથી પણ શીતળના આપે છે તેવી રીતે સજ્જન પુરૂષો નિર્ગુણ પ્રાણીઓ પર પણ દયા કરે છે.

૩૨૫ ઉતમ પુરૂષોનું મુખ પ્રસન્નતાનું સદન છે, તેઓનું હૃદય દયાવાળું હોય છે, વાણી અમૃત હોય છે, અને પરોપકારજ તેઓનું કર્તવ્ય હોય છે.

૩૨૬ સત્પુરૂષો કદાચ સદુપદેશ આપે નહિ તોપણ તેઓનો પરિચય રાખવો જોઇએ, કારણકે તેઓ સ્વેચ્છાથી જે શબ્દો બોલે તેજ સુત્રરૂપ હોય છે.

૩૨૭ સત્પુરૂષ પારકી નીંદા કરવામાં મુંગા બરાબરમાં હોય છે, પર સ્ત્રિને જોવામાં આંધળા બરાબર હોય છે, અને પારકા ધનને હરણ કરવામાં પાંગળા બરાબર હોય છે. અર્થાત સત્પુરૂષ પારકી નીંદા કરતા નથી, પર સ્ત્રિ તરફ દ્રષ્ટી પણ કરતા નથી અને પરાયું ધન લેતા નથી.

૩૨૮ સજ્જન પુરૂષને વૈભવમાં પ્રીતિ હોતી નથી પણ પરમેશ્વરના ગુણાનુવાદમાંજ પ્રીત હોય છે, સ્ત્રિઓના કામાસ્ત્ર જોવાનું વ્યસન હોતું નથી પણ શાસ્ત્રોનું અવલોકન કરવાનુંજ વ્યસન હોય છે; તેમજ તેમને ચિંતા માત્ર શરીર સંબંધી હોતી નથી પણ પોતાની કીર્તિ સુરક્ષિત રાખવાનીજ હોય છે.

૩૨૯ સજ્જનની મૈત્રી પ્રથમ મધ્યમ અને અંતમાં એટલે પરીણામે એકજ સ્થિતિમાં રહે છે.

૩૩૦ કેસરીસિંહ ભુખથી રીબાતો હોય તોપણ તૃણ ખાતો નથી, તેમજ કુળવાન પુરૂષો કદી દુઃખથી પરાભવ પામે તો પણ નીચ કામ કરતા નથી.

૩૩૧ સત્પુરૂષોની લક્ષ્મિ દાનને માટેજ છે તેમની વિદ્યા સુકૃત માટેજ છે, વચન પરોપકારને માટે છે અને તેમને ચિંતા માત્ર પરબ્રહ્મના નિશ્ચય માટેજ હોય છે.

૩૩૨ વિપત્તિ વખતે ધૈર્ય, ઉદય વખતે ક્ષમા, યશ મેળવવામાં પ્રીતિ અને શાસ્ત્રમાં વ્યસન એટલા ગુણો મહાત્માઓમાં સ્વભાવથીજ સિદ્ધ હોય છે.

૩૩૩ સત્પુરૂષો ધર્મ કર્મમાં તત્પર રહે છે, તેમની વાણી મધુર હોય છે, દાન કરવા ઉત્સાહી રહે છે, મિત્ર તરફ નિષ્કપટી હોય છે, ચિત્તમાં ગંભીર હોય છે, તેઓના આચાર પવિત્ર હોય છે, તેઓ ગુણજ્ઞ, જ્ઞાતા, અને ભક્ત હોય છે.

૩૩૪ સત્પુરૂષો દીન ઉપર દયાળુ, પરોપકારમાં વ્યગ્ર, યાચના સાંભળવામાં ઉત્સાહી, અને યૌવનાવસ્થામાં પણ સ્વસ્થ હોય છે.

૩૩૫ સત્પુરૂષો ગર્વ કરતા નથી, બીજાની નિંદા કરતા નથી, કઠોર વચન બોલતા નથી, બીજાના કઠોર વચન સહન કરે છે, ક્રોધને ધારણ કરતા નથી, તથા પારકા દોષને ઢાંકે છે.

૩૩૬ સત્પુરૂષો વિષય લંપટ હોતા નથી, ગુણવાન હોય છે; પરાયા દુઃખે દુઃખી અને પરાયા સુખે સુખી રહેવા તેઓનો સ્વભાવ છે; સર્વત્ર તેઓની સમદ્રષ્ટિ હોય છે, તેઓને કોઇ શત્રુ હોતો નથી, મદથી રહિત હોય છે, અને લોભ, હર્ષ તથા ભયને તેઓ ત્યાગી દે છે.

૩૩૭ મહાન પુરૂષોનો સ્વભાવ અતિ કોમળ હોય છે, માન અપમાન તેઓને સરખાજ ભાસે છે, અને મન, કર્મ, અને વચનથી હરિભક્ત હોય છે અને શમ, દમ, નિયમ, તથા નીતિમાં કદી ચલાયમાન થતા નથી

## દુર્જન.



૩૩૮ દુર્જન માણસને હૃદયમાં સંતાપ હમેશાં વિશેષ રહે છે કારણ કે પારકી સંપત્ત જોઇ તે બળ્યા કરે છે અને પારકી નીંદા સાંભળવાને તત્પર રહે છે.

૩૩૯ દુર્જન હમેશાં કામી તથા ક્રોધી હોય છે, મદ તથા લોભમાં પરાયણ હોય છે, તથા નિર્દય, કપટી, કુટીલ, અને વિના પ્રયોજને વેર કરનાર હોય છે.

૩૪૦ મોર પક્ષીની વાણી અતી મધુર હોય છે પણ હૃદય વજ્ર જેવું કઠોર હોય છે કારણ કે તે ઝેરી સર્પોને પણ ખાઇ જાય છે તેવી રીતે દુર્જનની વાણી મધુર હોય છે પણ તેમના હૃદયમાં હળાહળ ઝેર ભરેલું હોય છે.

૩૪૧ દુર્જન હમેશાં પરદ્રોહી, વ્યભિચારી, પરાયું. ધનહરણ કરનાર, પરાઇ નીંદા કરનાર પામર તથા પાપી હોય છે.

૩૪૨ દુર્જન માણસો માતા, પિતા તથા ગુરૂનો પણ દ્રોહ કરે છે, તથા દંભી, કપટી અને વેદનો દ્રોહ કરનાર હોય છે.

૩૪૩ રાહુ જેમ આકાશમાં ઉન્નતિ પામેલ ચંદ્રનો ગ્રાસ કરવા જાય છે તેમ દુર્જન સજ્જનની ઉન્નતિનો નાશ કરવા વારંવાર પ્રયત્ન કરે છે.

૩૪૪ સર્પને દુધનું પાન કરાવો તોપણ તે કેવળ ઝેરનેજ વધારનાર છે તેમ નીચ પુરૂષો ઉપર ઉપકાર કર્યો હોય તોપણ તે અપકારરૂપજ થાય છે.

૩૪૫ તપેલા લોઢાના ગોળા ઉપર જળબીંદુ જેમ તરત નાશ પામે છે તેવીરીતે દુર્જન પુરૂષોના હૃદયમાં આવેલા ગુણ તરત નાશ પામે છે.

૩૪૬ સર્પ અને દુર્જન એ બેમાં સર્પ સારો છે કારણ કે સર્પ તો કોઇકાળે ડસે છે પણ દુર્જન તો પગલે પગલે ડસે છે; વળી સર્પ મંત્રથી વશ થાય છે પણ દુર્જન તો કોઇ રીતે વશ થતો નથી.

૩૪૭ સર્પને દાંત (દાઢ) માં ઝેર હોય છે, મક્ષિકા (માખી) ના માથામાં ઝેર હોય છે, વૃશ્ચિક (વીંછી) ને પુંછડામાં ઝેર હોય છે અને દુર્જનને તો સર્વ અંગમાં ઝેર હોય છે.

૩૪૮ દુર્જનની સાથે મિત્રતા કે વૈર કરવું નહિ કારણ કે તેનો સ્વભાવ અગ્નિ જેવો છે. અગ્નીનો અંગારો ઉષ્ણ હોય તો બાળે છે અને ઠરી ગયેલો હોય તો હાથ કાળા કરે છે તેવી રીતે દુર્જન બંને સ્થીતિમાં દુઃખી કરે છે માટે તેને તો દુરથીજ નમસ્કાર કરવા.

૩૪૯ દુર્જનનું ધન દેવ અર્થે, ધર્મ અર્થે, બંધુઓ તથા યાચકોને અર્થે વપરાતું નથી પણ તેનું ધન ચોરના ઉપયોગમાં આવે છે અથવા રાજા દંડ કરી તેના ધનનો ઉપયોગ કરે છે.

૩૫૦ મક્ષિકા પોતે મૃત્યુ પામે તોપણ ગ્રાસમાં આવી ભોજન કરનારને વમન કરાવે છે તેવી રીતે દુર્જન પુરૂષ પોતાના પ્રાણ જાય તો પણ બીજાને વિઘ્ન કરે છે.

---

## સત્સંગતિ.

૩૫૧ ચંદન શીતળ છે, તેનાથી ચંદ્ર શીતળ છે અને ચંદન અને ચંદ્રનાથી વધારે શીતળ સાધુ પુરૂષોનો સમાગમ છે કારણકે ચંદન અને ચંદ્રથી તો બાહ્ય શાંતિ થાય છે પણ સત્પુરૂષોના સંસર્ગથી આંતર શાંતિ થાય છે.

૩૫૨ સાધુ પુરૂષોનું દર્શન પવિત્ર અને તિર્થરૂપ છે કારણકે તિર્થનું ફળ કોઇ કાળે મળે છે પણ સાધુ પુરૂષના સમાગમથી તુરત ફળ મળે છે.

૩૫૩ કાષ્ટ પાષાણાદીની મુર્તિઓ મહાન પુરૂષોએ કરેલ પ્રાણ પ્રતિષ્ઠાથી દેવપણાને પામે છે અને કીડા પણ પુષ્પના સંગથી દેવના મસ્તક પર ચડે છે મતલબ કે સત્પુરૂષોના સમાગમથી અલભ્ય લાભ મળે છે.

૩૫૪ કાચ જેમ સુવર્ણના સંગથી મણીના જેવી કાંતિને પામે છે તેમ મુર્ખ પણ સત્પુરૂષના સંગથી પ્રવિણ થાય છે.

૩૫૫ જેમ રાજાની પાસેથી ધન મેળવ્યા શિવાય પણ રાજાના આશ્રીતો સંપતિ પામે છે, મોટી નદીના પ્રવાહ નજીક રહેલી વનસ્પતી જેમ લીલી રહે છે તેમ સત્પુરૂષના સંસર્ગમાં રહેનારમાં સદગુણની વૃદ્ધી થાય છે.

૩૫૬ કાચને સુર્યની સામે રાખવાથી તેમાંથી અગ્ની ઉત્પન્ન થાય છે તેમ તેજસ્વીના સંગથી હલકો માણસ પણ પોતાનું તેજ વધારી શકે છે.

૩૫૭ નાની નદી અગર નાનું જળ જેમ મોટી નદીના સાથે મળવાથી સમુદ્ર સુધી પહોંચી શકે છે તેમ હલકો માણસ પણ સત્સંગથી પોતાનું કાર્ય સાધી શકે છે એટલે જીવન મુક્ત થઈ શકે છે.

૩૫૮ સત્સંગ બુદ્ધીની જડતાને હરે છે, વાણીમાં સત્યતાનું સીંચન કરે છે, માનથી ઉન્નતિ અપાવે છે, પાપને દુર કરે છે, ચિત્ત પ્રસન્ન કરે છે, અને દિશાઓમાં કિર્તિ ફેલાવે છે, કુમતી દુર કરે છે, પાપનો નાશ કરે છે, અને સર્વ પ્રાણીઓ પર કરૂણા વધારે છે, અર્થાત સર્વ મંગળ કાર્યો કરાવે છે.

૩૫૯ તપેલા લોઢા પર પડેલ જળનું બીંદુ તરત નાશ પામે છે, તેજ જળનું બીંદુ કમળ પત્ર પર રહેલું હોય તો મોતીના આકારે જણાય છે અને તેજ બીંદુ જો સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રની છીપમાં પડ્યું હોય તો અમુલ્ય મોતી થાય છે; મતલબ વસ્તુ એકજ હોય પણ તેના ગુણ સંસર્ગથીજ ઉત્પન્ન થાય છે.

## જીવિત સાફલ્ય.



૩૬૦ જેના પુત્રો મિત્રો અને બાંધવો ધર્મિષ્ટ છે; જેની વાણી રસવાળી છે, જેને પુત્રવાળી સતિ સ્ત્રી છે, જેની દાનવાળી લક્ષ્મિ છે, જે યશસ્વી તથા કીર્તિવાન છે, તેનુંજ જીવિત સફળ છે.

૩૬૧ જેના જીવનથી ઘણા માણસોનો નિર્વાહ ચાલે છે, જેનાથી વંશની ઉન્નતિ થાય છે, તેનો જન્મ સફળ છે, કારણ કે આ ભ્રમણ કરનાર સંસારમાં જન્મ મરણ તો સૌને છે.

૩૬૨ સંધ્યા સમય અલ્પકાળ રહે છે તોપણ પ્રાણી માત્રને આનંદ આપે છે, કારણ કે સંધ્યા સમયે માણસો જેમ અર્ઘ દાનને માટે હાથની

અંજલી જોડે છે તેમ જે પુરૂષને લોકો આજ્ઞા કરવાને અંજલી જોડે છે, તથા જેમ સંધ્યા નિરતેજ થયા વગર જગતને રાગથી રંગે છે, તેમ જે પુરૂષ ગ્લાની પામ્યા શિવાય સર્વ જગતને અનુરાગથી રંજન કરી નાંખે છે તેવો પુરૂષ આ જગતમાં સંધ્યાની માફક અલ્પકાળ જીવે તો પણ તેનું જીવિત સફળ છે.

૩૬૩ વિજ્ઞાન, પરાક્રમ, અને યશનો ભંગ થયા વગર જે મનુષ્ય ક્ષણવાર પણ જીવે છે તેનુંજ જીવિત સાફલ્ય છે.

---

## સત્પુત્ર.

---

૩૬૪ સેંકડો ગુણરહિત પુત્રો હોય તે કરતાં ગુણવાન એક પુત્ર હોય તો પણ સારૂં. કારણ કૃષ્ણ પક્ષમાં અસંખ્ય તારાઓ દેખાય છે પણ એક ચંદ્રમાના જેટલું તેજ અને શાંતિ તેનાથી મળતી નથી.

૩૬૫ પુષ્પવાળા અને સુગંધી એકજ સારા વૃક્ષથી જેમ આખું ઉપવન સુગંધિત થાય છે તેમ એકજ સારા પુત્રથી કુળ દીપી નીકળે છે.

૩૬૬ રાત્રી જેમ એક ચંદ્રથી શોભે છે તેમ વિદ્વાન અને ધર્મિષ્ટ એકજ પુત્રથી આખું કુળ શોભે છે.

૩૬૭ સિંહણ એકજ પુત્રને જન્મ આપી નિર્ભયતાથી સુવે છે, અને ગધેડી ઘણા પુત્રોવાળી છતાં ભારને વહન કરે છે તેવીજ રીતે ઘણા મુર્ખ પુત્રો કરતાં એક સુપુત્રથીજ પિતાને શાંતિ થાય છે.

૩૬૮ પુત્રનો જન્મ થાય નહિ, અને જન્મી તરત મરી જાય તે સારૂં પણ મુર્ખ પુત્ર હોય તે ખરાબ છે. કારણ કે પહેલા બેથી થોડું દુઃખ થાય છે પણ મુર્ખ પુત્રથી તો તે જીવે ત્યાં સુધી ક્ષણે ક્ષણે દુઃખ થાય છે.

૩૬૯ ચંદ્ર વિના જેમ રાત્રી શોભતી નથી; તેમ વિદ્વાન, ધાર્મિક, અને શુરવીર પુત્ર શિવાય કુળ શોભતું નથી.

૩૭૦ જે પુત્ર દાની, તપસ્વી, શુરવીર, વિદ્વાન, અને પરોપકારી નથી તે પુત્ર નહિ પણ માતાના ઉદરમાંથી નીકળેલી વિષ્ટાજ છે.

૩૭૧ સ્ત્રિગમન ન કરવું તે સારૂં, સ્ત્રિ વંધ્યા રહે તે સારૂં, ગર્ભ ગળી જાય તે સારૂં, જન્મ્યા પછી તરત મરી જાય તે સારૂં, કન્યા અવતરે તો સારૂં પણ કુપુત્ર હોય તે બધી રીતે દુઃખદાયી છે.

# સંગતિ.

---

૩૭૨ ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ પ્રમાણે સાત સ્વર છે,

૩૭૩ ગ્રામ ત્રણ છે; નાભી, કંઠ અને કપાળ, એ ત્રણ ગ્રામનાં સ્થાન છે. અને મંદ, મધ્યમ અને તીવ્ર એ ત્રણ નામથી ગ્રામ ઓળખાય છે.

૩૭૪ જે રાગમાં પાંચ સ્વર આવે તેને ઓડવ કહેવામાં આવે છે છ સ્વરો આવે તે ખાડવ કહેવાય છે અને સાતે સ્વરો આવે તે પુર્ણ રાગ કહેવાય છે.

૩૭૫ ભૈરવ, માલકોષ, હિંડોળ, દીપક, શ્રી અને મેઘ એ છ મુખ્ય રાગ છે; દરેક રાગની પાંચ પાંચ રાગણીઓ છે.

૩૭૬ ભૈરવ રાગની ભૈરવી, વેરાડી, માધવી, સિંધુ અને બંગાલી એ પાંચ રાગણીઓ છે.

૩૭૭ માલકોષ રાગની ટોડી, ગોડી, ગુનકલી, ખમાચી અને કુંકુંભા એ પાંચ રાગણીઓ છે.

૩૭૮ રામકલી, દેશાખ લલિત, બીલાવલ, અને પટમંજરી એ પાંચ હિંડોળાની રાગણીઓ છે.

૩૭૯ દેશી, કમોદ, નટ, કેદાર, અને કાનરો એ પાંચ દીપક રાગનીરાગણીઓ છે.

૩૮૦. માલશ્રી, માર, ધનાશ્રી, વસંત અને આશાવરી એ પાંચ શ્રી રાગની રાગણીઓ છે.

૩૮૧ ટંક, મલ્લાર, ગુર્જરી, ભુપાળી અને દેશકાર એ પાંચ મેઘ રાગની રાગણીયો છે.

૩૮૨ તાલ કુલ ૧૬ છે; (૧) એકતાલ (૨) લઘુશેખર (૩) જેતલશ્રી (૪) ત્યોરો, (૫) સુર (૬) સામ (૭) ઝંપ (૮) પ્રીતમઠ (૯) જયમંગલ (૧૦) બ્રહ્મ (૧૧) લક્ષ્મિ (૧૨) કનકમેર (૧૩) મિશ્રહૃત (૧૪) કુંભ (૧૫) રાયભયંક (૧૬) અને પાતાળ કુંડળ એ રીતે ૧૬ તાલ છે.

૩૮૩ ગાવામાં તથા બજાવવામાં લેહ માટે ચાર પ્રકાર કહેલ છે: સમ, વિસમ, આગમ, અને અતિત.

# રૂતુ વર્ણન.

૩૮૪ શરદ, હેમંત, શિશિર, વસંત, ગ્રિષ્મ અને વર્ષા એરીતે ૭ રૂતુઓ છે.

૩૮૫ શરદ રૂતુમાં સરોવર અને નદિઓમાં નિર્મળ પાણીના ઝરણાઓ આવે છે; મધુર અને ઠંડા પવનની સુંદર લહેરો મંદતાથી વાય છે; તેમજ ચંદ્ર શિતળતા પ્રકાશે છે; હંસ તથા હંસણીઓ કલ્લોલ કરે છે.

૩૮૬ હેમંત રૂતુમાં સુર્ય શીત આવે છે, અર્થાત ટાઢ પડે છે; શિતળ વાયુ વાય છે, ઠંડીને લીધે પશુ પર્વતોની ગુફામાં ભરાઇ રહે છે, અને માધવી લતા પર ભ્રમરાઓ બેસતા નથી.

૩૮૭ શિશિર રૂતુમાં હિમ પડે છે, ઝાડના પાંદડા બળી જાય છે; દિવસ ટુંકો અને રાત મોટી હોય છે; વિયોગીને શિશિરની રાત્રી યુગ જેવી જણાય છે.

૩૮૮ વસંત રૂતુમાં મોરસરી, વાસતિક લતા, મરવો, બદામ, અને બટ મોગરા આદી ઝાડો પ્રફુલ્લિત થાય છે, પક્ષિઓના વૃંદ ઉપાન તથા વનમાં સુંદર સ્વરથી બોલે છે, અને માધવિલતા તથા મલ્લિકા વિગેર વૃક્ષોની મંજરીઓ તથા આંબાના મોર ઉપર ભમરાઓ ગુંજારવ કરે છે.

૩૮૯ ગ્રિષ્મ રૂતુમાં તાપને લીધે ઝેરી જંતુઓનો ઉપદ્રવ થાય છે, દિવસો ઘણા મોટા થાય છે; વિષમ વાયુ જોરથી ફુંકાય છે, વનસ્પતિ સુકાઇ જાય છે, તેથી ડુંગરા દિગંબર ( નગ્ન ) જેવા દેખાય છે; તાપથી જળ પ્રવાહ તુટી જાય છે અને જળ વિના કમળ સુકાઇ જાય છે.

૩૯૦ વર્ષા રૂતુમા વૃક્ષો પર વેલા ચઢી જઇ જંગલ આચ્છાદિત થાય છે; મોરના સમુહો ટૌકા કરી આનંદ આપે છે, ગગનમા મેઘ ગર્જના થાય છે. નદી સરોવર આદી જળાશયો પાણીથી ભરાઈ જાય છે, વિજળી ચમકારા કરે છે, તથા ડોલર પોયણી અને કમળ પ્રફુલ્લિત થાય છે.

૩૯૧ શરદ રૂતુમાં જરીના વસ્ત્રો આનંદ આપે છે, કમળ અને પોયણીના ફુલ પુજન માટે વાપરવામાં આવે છે, તથા જળાશયના કિનારા પર ભમવાથી તથા તેમાં નહાવાથી આનંદ મળે છે.

૩૯૨ હેમંત રૂતુમાં શાલ દુશાલા તથા કાળાં વસ્ત્રો ઓઢવા તથા શરીરને સુખકર ગરમ ઉપચારોનું સેવન કરવું, બારીઓવાળા મહેલમાં રહેવું, સુગંધ મય તેલનું શરીર મર્દન કરવું, ગરમ ભોજન, કસ્તુરીનું લેપન અગ્નિનું સેવન કરવું, નાગરવેલનાં પાન અને આવશ્યક છે.

૩૯૩ શિશિર ઋતુમાં બળવાન અને પૌષ્ટિક પાક, ફુલેલાદી તેલનું મર્દન, ત્રાંબુ તથા પાણીની ખાખ અને નૃત્ય ગાયન આવશ્યક છે.

૩૯૪ વસંત ઋતુમાં કેસર, ચંદન કુમકુમાદિ વસ્તુઓ આનંદ આપે છે તથા અંતર તથા સુગંધી પદાર્થો વાપરવા યોગ્ય છે.

૩૯૫ ગ્રીષ્મ ઋતુમાં ગુલાબી તથા કેશરી રંગના વસ્ત્રો, ચંદન, સુગંધીવાળો, કપુર, જંગલ, ઝાડની કુંજો, વાડીઓ પાણીના ફુવારાએ, ઝાડની શિતળછાંયા, ઠંડા પવનની લહેર તથા ફુલની શય્યા આનંદ આપે છે.

૩૯૬ વર્ષા ઋતુમાં ઉંચા મકાનોમાં વસવાટ મેઘ મંડળની ઘટા, તથા ભાવ, કવિત અને સ્વરના ભેદ આનંદ આપે છે.

---

## રસ વર્ણન.



૩૯૭ આ જગતમાં મુખ્ય રસ નવ પ્રકારના છે, શૃંગાર, હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક, બિભત્સ, અદ્ભુત અને શાંત એ રીતે નવ પ્રકારના રસ છે.

૩૯૮ શૃંગારથી હાસ્યરસનો ભાવ થાય છે, કરૂણાથી રૌદ્ર રસનો ભાવ થાય છે. અદ્ભુત રસથી વીર રસ ઉત્પન્ન થાય છે અને બિભત્સથી શાંત અને ભયાનક રસ પેદા થાય છે.

૩૯૯ કરૂણા, હાસ્ય, અને શંગાર એ ત્રણ રસ એકઠા થવાથી કૈશિકી વૃત્તી જણાય છે; વીર, હાસ્ય અને અદ્ભુત રસ એકઠા થવાથી ભારતિ વૃત્તિ ઉત્પન્ન થાય છે, ભયાનક, બિભત્સ અને રૌદ્ર રસ એકઠા થવાથી સાત્વિક વૃત્તિ ઉત્પન્ન થાય છે.

૪૦૦ પરસ્પર વિરોધી રસ બે કે ત્રણ એકઠા થાય તો દોષ લાગે છે.

૪૦૧ બિભત્સ રસમાં વીર અને શંગાર રસ મેળવી કવિતા કરે અથવા કરૂણા રસમાં રૌદ્રરસ મેળવે તો પ્રત્યનીક દોષ એટલે વિરસ દોષ લાગે છે.

૪૦૨ બિભત્સ અને શંગારને શત્રુ ભાવ છે, વીર અને ભયાનક રસને શત્રુ ભાવ છે, કરૂણા અને હાસ્ય રસને વૈર ભાવ છે માટે સુજ્ઞ કવિએ પરસ્પર વિરૂધ્ધ રસવાળી કવિતા કરવી નાહ.

૪૦૩ નવ રસમાં શંગાર સર્વોતમ છે, શંગારના બે પ્રકાર છે સંયોગ શંગાર અને વિયોગ શંગાર.

૪૦૪ સંયોગ શંગારમાં પ્રેમનો નિયમ બરાબર સચવાતો નથી પણ વિયોગ શંગારમાં પરસ્પર પ્રેમ વ્યાપી રહે છે.

# સ્ત્રી સ્વભાવ.



૪૦૫ સ્ત્રિઓ સંશયી તથા સાહસિક, દોષોના ભંડાર રૂપ, અવિશ્વાસના ક્ષેત્ર રૂપ, તથા કપટના કુંડરૂપ હોય છે,

૪૦૬ સ્ત્રિનો સ્વભાવ સમુદ્રના તરંગ જેવો ચંચળ હોય છે, તેઓનું મન સાયંકાળના વાદળના રંગ જેવું હોય છે, એટલે કે ઘડીઘડીએ તેઓના મનનો રંગ બદલાય છે.

૪૦૭ સ્ત્રિઓ કોઈને આંખના ઈસારાથી, કોઇને અમૃત જેવી વાણીથી કોઇને કામ ક્રીડાનો લોભ બતાવીને, તથા કોઇને શરિર વિલાસથી બાંધે છે. પણ પોતે બીજાના પાસમાં બંધાતી નથી.

૪૦૮ સ્ત્રિ કવચિત અતિશય મોહ બતાવે છે, કવચિત મનને ઉન્મત કરે છે, કવચિત સુખની સામગ્રી સજેછે કવચિત દુઃખ આપે છે, કવચિત ખેદ કરાવે છે, કવચિત ખુશી કરે છે એવી રીતે પુરૂષને અનેક રીતે રમાડે છે.

૪૦૯ સ્ત્રી દર્શન ગાત્રથી મનને, સ્પર્શથી લક્ષ્મિને, ધ્યાન કરવાથી ધીરજને તથા સંગથી સર્વ શક્તિને હરી લે છે.

૪૧૦ સ્ત્રિ એક સાથે ઉમંગથી વાતો કરે છે, બીજાને આંખના ઇસારાથી પ્રેમ બતાવે છે, ત્રીજાનું મનમાં સ્મરણ કરે છે, ચોથાને ઈસારાથી સમજાવી તેના મનને હરે છે, પાંચમાને મળવાનો સંકેત પ્રેમથી બતાવે છે અને છઠ્ઠાની સેજપર સુઈ રહે છે એવી રીતે સ્ત્રિનો સ્નેહ કૃત્રીમ અને ચંચળ હોય છે.

૪૧૧ સ્ત્રિ ધનનું હરણ કરે છે, સ્નેહીને છળે છે, અનેક પ્રકારના ભાવ ભરે છે, ફરેબ રચે છે; મિત્રમાં કલેશ કરાવે છે,

૪૧૨ સ્ત્રિ મોહની જાળ છે; તેનાપર પ્રેમ લાવવાથી અનિષ્ટ નીપજે છે; દ્રષ્ટાંત તરીકે ગૌતમરૂષીની સ્ત્રિ અહિલ્યા પર ઈંદ્રનો પ્રેમ થયો તો ગૌતમરૂષીના શ્રાપથી તેના શરીરમાં અનેક છિદ્રો પડયા સીતાજી પર રાવણે પ્રેમધાર્યો તો તેનો કુટુંબ સહિત નાશ થયો; ભસ્માસુર નામના દૈત્યે પાર્વતી પર પ્રેમ કર્યો તો તે બળી ભસ્મ થઇ ગયો, કૈચાકિચકે દ્રૌપદીપર પ્રેમ કર્યો તો સર્વે ભાઇઓ સહિત તેનો નાશ થયો, મતલબ કે સ્ત્રિના મોહમાં જે ફસાય છે તે દુઃખી થાય છે.

# સ્ત્રિ પ્રશંસા.

૪૧૩ સ્ત્રિ સર્વેથી શ્રેષ્ટ રત્નની ખાણ છે, સ્ત્રિ થકીજ સર્વે પ્રાણી ઉત્પન્ન થાય છે, અને સ્ત્રિ વીના જગતનો વહેવાર ચાલતોજ નથી.

૪૧૪ સ્ત્રિ વ્યાકુળને ધીરજ આપે છે, થાકેલા પુરૂષને વિશ્રામ આપે છે સ્ત્રિ પ્રેમ ના મનમાં પ્રેમ વધારે છે, અને સ્નેહ પરિપુર્ણ નિભાવે. છે.

૪૧૫ સ્ત્રી ચંદ્રની માફક શાંતિ આપે છે, મિત્રની પેઠે હરહમેશ સાહાય કરે છે, ચાકરની માફક આજ્ઞા ઉઠાવે છે.

૪૧૬ સ્ત્રિની આકૃતિ મનોહર છે, તેનું શરીર પ્રેમમય છે, અને સ્વભાવે સરળ હોય છે.

૪૧૭ સ્ત્રિએ સાસુ સસરા. પાસે લાજથી રહેવું ગૃહ કાર્યમાં ચાકરની ગરજ સારવી જોઇએ. પતિના મિત્રો સાથે વિનયથી વરતવું આશ્રિતજનો પર દયા રાખવી, કુંટુંબના માણસોપર પ્રેમ રાખવો, પતિની મરજી મુજબ હર્ષથી કામ કરવું જોઇએ.

૪૧૮ આ સંસારમાં સ્ત્રિની આવશ્યકતા છે; કારણ કે યજ્ઞ, સ્ત્રિ શિવાય થાય નહિ, ઘર શોભે નહિ, સંતતી થાય નહિ અને સંતતિ વિના પિતૃ પ્રસન્ન થાય નહિ અને વંશ વૃદ્ધિ થાય નહિ.

૪૧૯ સ્ત્રીએ પોતાના સ્વામિને બહારથી આવે ત્યારે પ્રેમ ભરેલા વચનથી સંતુષ્ટ કરવો જોઇએ, ઉમંગથી આસન બીછાવી દાસ દાસીઓ હોય તો પણ પોતે સેવા કરવી જોઇએ, પતિને સુવરાવી સુવું તથા પ્રાત:કાળમાં પતિ પહેલાં ઉઠી પતિને માટે નિત્ય કર્મની સાગગ્રી તૈયાર કરવી અને ઉત્તમ ભોજન તૈયાર કરી પતિને પ્રસન્ન કરવા જોઇએ.

૪૨૦ આ જગતમાં માતા, પિતા, અને ભ્રાતા સ્ત્રિનું હિત કરવા વાળા છે પણ તેના કરતાં પણ પતિ તો સ્ત્રિને જે સુખ આપે છે તેનું માપ થઇ શકાતું નથી; માટે સ્ત્રિએ પતિની સેવા સર્વ પ્રકારે કરવી જોઇએ. જે સ્ત્રિ પતિ સેવા કરતી નથી તે અધમ કહેવાય છે.

૪૨૧ પ્રારબ્ધવશાત કોઇ સ્ત્રિને પતિ વૃદ્ધ, રોગી, જડ, ગરીબ આંધળો, બેહેરો, ક્રોધી અને અતિ દુ:ખી પ્રાપ્ત થયો હોય તો પણ તેવા પતિની સેવા સ્ત્રીએ મન કર્મ વચનથી કરવી જોઇએ.

૪૨૨ પતિનું અપમાન કરવાથી સ્ત્રિને યમપુરીમાં નાના પ્રકારના દુ:ખ ભોગવવા પડે છે, એમ શાસ્ત્રકારો કયે છે.

૪૨૩ પોતાના પતિની શરીર, વચન અને મનથી પરિપુર્ણ સેવા કરવી એજ સ્ત્રિનો ધર્મ છે, વ્રત પણ એજ છે અને નિયમ પણ તેજ છે સ્ત્રિને તે શિવાય બીજો ધર્મ વ્રત કે નિયમ નથી એમ વેદ તથા પુરાણુમાં કહેલ છે.

૪૨૪ ઉત્તમ જાતની પતિવ્રતા સ્ત્રિ પોતાનો પતિજ ફકત જગતમાં પુરૂષ છે અને તેના શિવાય દુનિઆમાં કોઈ પુરૂષ હોય એમ જાણુતી નથી.

૪૨૫ મધ્યમ જાતની પતિવ્રતા સ્ત્રિ જગતના પુરૂષોનો ભેદ જાણે છે; તે પોતાથી પુખ્ત વયનાને પિતા સમાન માને છે, પોતાની સમાન વયનાને ભ્રાતા-તુલ્ય ગણે છે અને પોતાથી લઘુ વયનાને પુત્ર સમ ગણે છે.

૪૨૬ તેથી ઉતરતા દરજાની પતિવ્રતા સ્ત્રિ પોતાના પિયેરના અને સ્વસુર પક્ષના કુળનો ધર્મ વિચારી પોતે પતિવ્રતપણું જાળવે છે.

૪૨૭ જે સ્ત્રિ વ્યભિચાર કરવાની ઇચ્છાથી સાંકેતિક સ્થળે જાય પણ અનુકુળતા પ્રાપ્ત ન થવાથી નિરાશ થઇ પાછી આવે અને તેનું પતિવ્રતપણું જળ-વાઇ રહે તેને નીચ જાતની પતિવ્રતા ગણવી.

૪૨૮ જે સ્ત્રિ પોતાના પતિને છેતરી બીજા સાથે પ્રિતી કરે તેને અલ્પ સુખ માટે કરોડો વર્ષસુધી નર્કના દુઃખ ભોગવવાં પડે છે.

૪૨૯ જે સ્ત્રિ પોતાના પતિથી વિરૂધ્ધ વર્તન કરે તેને આવતા જન્મમાં ભર યુવાનીમાં વિધવાપણું ભોગવવું પડે છે.

૪૩૦ સ્ત્રિ પતિ સેવાથી શુભ ગતીને પામે છે અને વગર પરિશ્રમે સંસાર સા-ગર તરી જાય છે.

---

## ભકિત.

---

૪૩૧ પરમાત્મા સાકાર અને નિરાકાર રૂપે ભજી શકાય છે; નિર્ગુણ અને સગુણ પરમેશ્વર પરની પ્રિતિ તે ભકિત કહેવાય છે.

૪૩૨ આ સંસારમાં ભકિત એજ ઉતમ સાધન છે. નિર્ગુણ પરમાત્માની ભકિત મનથીંજ થઇ શકે છે; અને સગુણ પરમાત્માની ભકિત શરિર અને મન બંનેથી થઈ શકે છે.

૪૩૩ ભકિતના ત્રણ ભેદ છે; નવપ્રકારની એટલે નવધા ભકિત કનિષ્ટ ગણાય છે, પ્રેમ લક્ષણા ભકિત મધ્યમ ગણાય છે, અને પરા ભકિત એટલે જ્યાં સેવક સેવ્ય ભેદ રહેતો નથી તે ઉતમ ભકિત ગણાય છે.

૪૩૪ નવધા ભક્તિ એ તે નવપ્રકારની ભક્તિના ભેદ શ્રવણ, કિર્તન, સ્મરણ, પાદ સેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એ પ્રમાણે છે.

૪૪૧ મનમાં ઘણીજ ચાહના ધરી સાધુ પુરૂષના વચન અને પરમેશ્વરના ગુણ આસ્થા પુર્વક સાંભળવા તે શ્રવણ ભક્તિ કહેવાય છે

૪૪૨ પોતાના મનમાં અતિશય પ્રેમ ધરી પરમેશ્વરના ગુણ હમેશાં ગાવા તે કિર્તન ભક્તિ કહેવાય છે.

૪૪૩ જીભથી પરમેશ્વરનું નામ રટયા કરવું અને હૃદયમાં પરમેશ્વરનું સ્મરણ કરવું તે સ્મરણ ભક્તિ કહેવાય છે.

૪૪૪ પોતાના ઇષ્ટ દેવની સમીપ રહી પ્રેમ પુર્વક તેમના પગની સેવા કરવી તે પાદ સેવન ભક્તિ કહેવાય છે. તે ભક્તોને બહુ પ્રિય છે.

૪૪૫ પરમેશ્વર પર અતિ પ્રેમથી ષોડષોપચારે કરીને પુજા કરવી તે અર્ચન ભક્તિ કહેવાય છે.

૪૪૬ શરિરથી તથા મનથી પરમેશ્વરની વંદના કરવી તે વંદના ભક્તિ કહેવાય છે.

૪૪૭ પ્રભુ પ્રત્યે હાથ જોડી તેમના અર્થે પ્રેમ પુર્વક શ્રમ કરવો તે દાસ ભક્તિ કહેવાય છે.

૪૪૮ પરમાત્માને ઇષ્ટ મિત્ર જાણી તેમની સાથે સદાય પ્રીતિ યુક્ત રહેવું તે સખ્ય ભક્તિ કહેવાય છે.

૪૪૯ તન મન, ધન, ઘર આદિ નાના પ્રકારના સાહિત્યો ઈશ્વરને અર્પણ કરવાં તે આત્મનિવેદન ભક્તિ કહેવાય છે,

૪૫૦ પ્રભુના પ્રેમમાં ગરકાવ થઈ પોતાપણાનું ભાન ભુલી, અહોરાત્ર પરમાત્માના ગુણાનુવાદ ગાવા, અને ગાતાં ગાતાં શ્વાસોશ્વાસ અને રોમાંચ ઉભાં થઇ જાય, આંખોમાંથી પ્રેમનાં આંસુ વહે, પોતાના શરિરનું ભાન ભુલા જવાય, તેમજ લોક લજ્જા રહે નહિ માત્ર એક પરમાત્મા સાથેજ સુરત દ્રઢાવવી તે પ્રેમ લક્ષણા ભક્તિ કહેવાય છે.

૪૫૧ પ્રેમ લક્ષણા ભક્તિમાં માણુસ ક્વચિત નાચે છે. કવચિત મગ્ન થાય છે, કવચિત તેનું હૈયું ભરાઈ જાય છે, કવચિત હસીને બોલે છે. કવચિત રોતો ફરે છે કવચિત મુંગાપણું ધારણ કરે છે, કવચિત ઉન્મત્ત જણાય છે, ક્વચિત ઇષ્ટદેવના ગુણજ ગાયા કરે છે. એવી રીતે પરમાત્મામાં તલ્લિન બની અહોરાત્રિ ગુજારે છે.

૪૫૨ ચકોરપક્ષી જેમ ચંદ્રને ભમરા કમળને, પતંગીયો દીપકને, સર્પ મોરલીને, હરિણ રાગને તથા હંસ જેમ માન સરોવરને ચાહે છે તેવી રીતે એક પરમાત્મા તરફનીજ પ્રીતિ હોય તે પ્રેમ લક્ષણા ભક્તિ છે.

૪૫૩ પાણીના પરપોટા જેમ પાણીથી જુદા જણાય છે પણ ખરીરીતે પાણીમયજ છે, તેવી રીતે શરીરથી દાસભાવે પરમાત્માથી જુદા જણાય પણ વસ્તુતાએ તનમનથી પરમાત્મા રૂપજ થાય તે સ્થિતિ તેને પરા ભક્તિની છે.

૪૫૪ આ જગતમાં પરમાત્માની શ્રવણ ભક્તિ રાજા પરિક્ષિતે કિર્તન ભક્તિ શુકદેવજીએ સ્મરણ ભક્તિ પ્રહલાદજીએ પાદસેવન ભક્તિ લક્ષ્મિજીએ અર્ચન ભક્તિ પૃથુરાજે વંદન ભક્તિ અક્રુરજીએ દાસ્ય ભક્તિ હનુમાનજીએ સખ્ય ભક્તિ અર્જુને આત્મ નિવેદન ભક્તિ બળી રાજાએ અને પ્રેમ લક્ષણા ભક્તિ વ્રજની ગોપીઓએ કરી છે તથા સંતપુરૂષોએ પરાભક્તિ કરી છે.

## યોગ.

૪૫૫ યોગ બે પ્રકારના છે. હઠયોગ અને રાજયોગ, હઠયોગથી સિદ્ધિ જલદી પ્રાપ્ત થાય છે પણ જ્ઞાનિ પુરૂષો રાજયોગનેજ સાધે છે કારણ કે તે ઉત્તમ છે.

૪૫૬ હઠયોગના આઠ અંગ છે, (૧) યમ (૨) નિયમ (૩) આસન (૪) પ્રાણાયામ (૫) પ્રત્યાહાર (૬) ધારણા (૭) ધ્યાન (૮) અને સમાધિ.

૪૫૭ હઠયોગના પ્રથમ અંગ યમના દશ ભેદ છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ક્ષમા ધૃતિ, દયા, આર્જવ, મિતાહાર, અને શૌચ.

૪૫૮ મનથી, વાણીથી, અને શરીરથી કોઇ પ્રાણીની ઘાત કરવી નહિ તે અહિંસા સમજવી.

૪૫૯ જીભથી જુઠું બોલવું નહિ તેમ જુઠું કામ કરવું નહિ તે સત્ય છે.

૪૬૦ શરીરથી તથા મનથી કોઇની ચોરી કરવી નહિ એ અસ્તેય છે.

૪૬૧ મનથી, વાણીથી અને કાયાથી સ્ત્રીનો સંગ સદાય તજી જીતેંદ્રીય રહેવું તે બ્રહ્મચર્ય છે.

૪૬૨ સ્ત્રિના સામે જોવું, સ્ત્રિ સાથે હસવું, સ્ત્રિનું સ્મરણ કરવું, સ્ત્રિનો સ્પર્શ કરવો, સ્ત્રિની વાતો સાંભળવી સ્ત્રિની સાથે વાત કરવી, સ્ત્રિની સાથે

એકાંતમાં વસવું, અને મૈથુન એવી રીતે આઠ પ્રકારનું મૈથુન કહેવાય છે. તેને તજવું તે બ્રહ્મચર્ય છે.

૪૬૩ કોઇ નુકશાન કરે, ગાળો આપે, નિંદા કરે, શરીરને વ્યથા કરે, અપમાન કરે, કઠોર વચન સંભળાવે, તે સર્વ પોતે બળવાન છતાં ખેદ વિના સહન કરવું તે ક્ષમા કહેવાય છે.

૪૬૪ સુખ, દુઃખ, માન અનેઅપમાનમાં શરીર તથા મનની એકજ સ્થિતિ રહે તે ધૃતિ કહેવાય છે.

૪૬૫ શરીરથી, વચનથી અને મનથી સર્વ પ્રાણીનું રક્ષણ કરવું તે દયા કહેવાય છે.

૪૬૬ પોતાનું મન કોમળ રાખી નમ્ર વચન બોલવું તથા નમ્રતા રાખવી તે આર્જવ કહેવાય છે.

૪૬૭ તામસી અન્ન ( કળથી, અડદ, તલ, તેલ, લસણ, ડુંગરી, ગાજર વીગેરે ) નો ત્યાગ કરી, સાત્વિક પદાર્થો ( ઘઉં, ચોખા, મગ, તુવેર સાકર, દુધ, ઘી, વીગેરે ) નું ભોજન કરવું તથા પોતાના અહારથી ચોથો ભાગ ઓછો અહાર લેવો તે મિતાહારીપણું છે.

૪૬૮ માટી તથા પાણીથી શરીર શુદ્ધ કરવું, તથા જ્ઞાનથી મનનો મેલ ધોવો, એટલે અંતર બાહિર શુદ્ધી રાખવી તે શૌચ છે.

૪૬૯ નિયમ, તપ, સંતોષ, આસ્તિકય, દાન, પુજન, સિદ્ધાંત વાક્ય શ્રવણ, લાજ, મતિ, જપ, અને હોમ એ રીતે દશ ભેદ છે.

૪૭૦ શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ એ પાંચ વિષયોનો ત્યાગ કરવો તે ઉત્તમ તપ છે.

૪૭૧ પ્રારબ્ધાનુસાર જે પ્રાપ્ત થાય તેથી વિશેષ લોભ ન રાખવો એ સંતોષ છે.

૪૭૨ પરમેશ્વર સત્ય છે તથા વેદાદિ શાસ્ત્રો સત્ય છે એવા નિશ્ચયથી ધર્મ પર પુર્ણ આસ્તા રાખવી તે આસ્તિકપણું છે.

૪૭૩ અનાજ, દ્રવ્ય જ્ઞાન તથા ઉપદેશથી બીજાને સંતોષવા તે દાન છે.

૪૭૪ મન થકી તથા પુજનની સામગ્રીથી ઈષ્ટની સેવા કરવી તે પુજા છે.

૪૭૫ ગુરૂજન તથા લોકોની લાજ મનમાં રાખી નીદીંત કર્મ ન કરવું તે લાજ કહેવાય છે.

૪૭૬ પૃથ્વીપરના તથા સ્વર્ગના સુખ મિથ્યા અને નાશવંત છે *અને પર બ્રહ્મજ સત્ય છે એવો નિશ્ચય તે મતિ કહેવાય છે.

૪૭૭ ગુરૂ પાસેથી દીક્ષા લઈ સદગુરૂએ બતાવેલ મંત્રનું સ્મરણ કરવું તે જપ કહેવાય છે,

૪૭૮ વેદ મંત્રથી અગ્નિમાં ઘી હોમવું તથા બ્રહ્મમાં ઇંદ્રિઓને અર્પણ કરવી તે હોમ કહેવાય છે.

૪૭૯ યોગ વિદ્યાનું ત્રીજું અંગ આસન છે. આસનના પ્રકર ચોરાસી પણ તેમાં શ્રેષ્ટ ચાર આસન છે (૧) સિદ્ધાસન, (૨) પદ્મમાસન (૩) સિંહાસન (૪) ભદ્રાસન.

૪૮૦ લીંગ અને ગુદાની વચમાં સીવની છે. તેપર ડાબા પગની પાની રાખી જમણા પગની પાની ડાબી બાજુ રાખી છાતી પર દાઢીનો અગ્ર ભાગ સ્થિર ઠેરવી સર્વે ઇંદ્રિઓનો નિગ્રહ કરી સ્થિર થઇ બે ભ્રકુટીની વચમાં દ્રષ્ટીને લાવી દ્રઢ કરવી તે સિદ્ધાસન કહેવાય છે.

૪૮૧ ડાબા પગના સાથળના મુળમાં જમણા પગની પાની ધરી જમણા પગના સાથળના મુળમાં ડાબા પગની પાની મુકી વાંસાપર બંને હાથ ફેરવી જમણા હાથથી જમણા પગનો અંગુઠો અને ડાબા હાથથી ડાબા પગનો અંગુઠો પકડી છાતીપર દાઢી ઠેરવી નાકના અગ્ર ભાગપર દ્રષ્ટિ લાવીને દ્રઢ રાખવી તે પદ્મમાસન કહેવાય છે.

૪૮૨ વૃષગની નીચે સીવણી છે. તેની જમણી તરફ ડાબા પગની પાની રાખી, ડાબી તરફ જમણા પગની પાની રાખી પીંડની ઉપર બંને હાથ મુકી, આંગળીઓ પહોળી કરી મ્હોડું ઉઘાડી જીભ બહાર કાઢી નાકના અગ્ર ભાગ પર દ્રષ્ટી દ્રઢ કરવી તે સિંહાસન કહેવાય છે.

૪૮૩ સીવણીના ડાબા ભાગમાં ડાબા પગની પાની અને જમણા ભાગ પર જમણા પગની પાની દ્રઢ કરી પડખાની સમીપ પગ રાખી બંને હાથથી મજબુત પકડી સ્થિર ચિત્ત રાખવું તે ભદ્રાસન કહેવાય છે.

૪૮૪ યોગનું ચોથું અંગ પ્રાણાયામ છે. ઇડા તથા પીંગલા નાડીથી પુરક રેચક અને કુંભક કરવું તે પ્રાણાયામ છે.

૪૮૫ બહારના પ્રાણવાયુને ખેંચીને પેટની અંદર ભરવો તે પુરક કહેવાય છે.

૪૮૬ પેટમાં ભરેલા વાયુને ધીમે ધીમે બહાર કાઢવો તે રેચક કહેવાય છે.

૪૮૭ પેટમાં ભરેલા વાયુને રોકી રાખવો તે કુંભક કહેવાય છે.

૪૮૮ મહામુદ્રા, મહાબંધ, મહાવેધ ખેચરી, ઉડડીયાન, મુલબંધ, જાલધરબંધ વિપરીતકરણી, વજરોલી અને શકિતચાલન એ રીતે દશ મુદ્રા છે, તેના ત્રણ બંધ છે. ઉડડીયાનબંધ, જાલંધરબંધ અને મુલબંધ તે ત્રણ બંધથી કુંડલી જાગ્રત થાય છે; અને તેથી સુષુમ્ના માર્ગ ખુલ્લો છે.

૪૮૯ શરીરમાં ઇડા, પીંગલા, સુષુમ્ના, ગાંધારી, હસ્તિજીહ્વા, પુર્ષા, યશસ્વિની, અલંબુષા કુહુ અને શંખિની એ રીતે દશ નાડીઓ મુખ્ય છે તેમાં ઇડા, પીંગલા અને સુષુમ્ના શ્રેષ્ટ છે.

૪૯૦ નાકના ડાબા છિદ્રમાં ઇડા નાડી વહે છે, અને જમણા છિદ્રમાં પિંગલા નાડી વહેછે, અને તે બંનેની વચમાં સુષુમ્ના નાડી વહે છે, ગાંધારી નાડી ડાબી આંખમાં, હસ્તિજીહ્વા જમણી આંખમાં, પુષા જમણા કાનમાં, યશસ્વિનિ ડાબા કાનમાં, અલંબુષા મુખમાં, કુહુ ગુહ્યેંદ્રિમાં અને શંખિની મુખદ્વારમાં વહે છે; એવી રીતે દશ નાડીઓ શરીરના દશ દ્વારમાં વહે છે.

૪૯૧ ઇડા નાડીનો સ્વામિ ચંદ્ર છે અને પિંગલા નાડીનો સ્વામિ સુર્ય છે, અને તે બંને નાડીઓ વચ્ચે રહેલ સુષુમ્ના નાડીનો સ્વામી અગ્નિ દેવ છે.

૪૯૨ ઇડા અને પિંગલા નાડીનો પ્રવાહ પ્રાણાયામથી મંદ કરી સુષુમ્ના નાડીનો પ્રવાહ ચલાવવાથી ઇચ્છીત કાર્ય સિદ્ધ થાય છે.

૪૯૩ મનુષ્ય શરીરમાં પાન, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એ પાંચ પ્રાણ વાયુ રહે છે, અને બીજા પાંચ વાયુ નાગ, કુર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય નામે રહે છે.

૪૯૪ પ્રાણ વાયુ હૃદયમાં રહે છે, અપાન વાયુ ગુદામાં તથા નાભીમાં રહે છે, વ્યાન વાયુ આખા શરીરમાં રહે છે તથા કંઠમાં ઉદાન વાયુ રહે છે; નાગવાયુથી ઓડકાર ઉત્પન્ન થાય છે, કુર્મ વાયુ આંખના પોપચાં ઉઘાડે છે, કૃકલ વાયુ ભુખ લગાડે છે, દેવદત્ત વાયુથી બગાસાં આવે છે અને ધનંજય વાયુ દુઃખ દાયક છે કારણકે તે ઉત્પન્ન થાય ત્યારે પાંચ પ્રાણ વાયુ મરી જાય છે.

૪૯૫ મનુષ્ય શરીરમાં ૬ ચક્ર છે. પહેલું આધાર ચક્ર મુળ દ્વારમાં છે તેની ચાર પાંખડીઓ છે તે ચક્ર શરીરના આધાર રૂપ છે.

૪૯૬ સ્વાધીષ્ઠાન ચક્રનું સ્થાન લીંગ દેશમાં છે તેને ૭ પાંખડીઓ છે.

૪૯૭ મણીપુર ચક્ર નાભી સ્થાનમાં છે તેને દસ પાંખડીઓ છે.

૪૯૮ અનાહત ચક્ર હૃદયમાં છે તેને બાર પાંખડીઓ છે.

૪૯૯ વિશુદ્ધ ચક્ર કંઠમાં છે તેને સોળ પાખડીઓ છે.

૫૦૦ આજ્ઞા ચક્ર બે ભ્રકુટીની વચમાં છે. અને તેની બે પાંખડીઓ છે તેમાં હંસ એ બે અક્ષરો છે.

૫૦૧ ૭ ચક્રને ભેદી બ્રહ્મરંધ્રમાં સ્થિર વૃત્તિ સુષુમ્ણા નાડીથી રાખી શકાય છે.
૫૦૨ ઈડા નાડીથી પ્રાણને પેટમાં પુરક કરી શક્તિ પ્રમાણે કુંભક કરી ( રોકી ) ધીમે ધીમે પિંગલા નાડીથી રેચક કરી ફરી પુરક કરી તે વાયુને (રોકી) ઈડા નાડીથી રેચક કરવો એટલે બહાર કાઢવો તે પ્રાણાયામની રીત છે.
૫૦૩ જેટલા મંત્રથી પુરક કરવો તેથી ચાર ગણા મંત્રથી કુંભક કરવો અને કુંભકથી અર્ધા મંત્રથી રેચક કરવો તે પ્રાણાયામનો નિયમ છે.
૫૦૪ સોળવાર મનમાં ઓમકાર જપે એટલા વખત સુધી ઇડા નાડીથી પ્રાણને પુરક કરી ચોસઠ ઓમકાર જપતાં સુધી તે પ્રાણને કુંભક કરી, બત્રીસ જપતાં સુધી પીંગલા નાડીથી રેચક કરી, ફરી સોળ ઓમકારથી તેજ નાડીથી પુરક કરી ચોસઠ ઓમકાર જપતાં સુધી કુંભક કરી બત્રીસ ઓમકાર જપતાં સુધીમાં ઇડા નાડીથી તે પ્રાણ બહાર કાઢવો એવી રીતે ચાર વખત સામટી રીતે કરવાથી એક પ્રાણાયામ થાય છે.
૫૦૫ યોગનું પાંચમું અંગ પ્રત્યાહાર છે. કર્ણેંદ્રિયથી શબ્દ ગ્રહણ થાય છે, નેત્રેંદ્રિયથી રૂપ ગ્રહણ થાય છે, નાસિકાથી ગંધ ગ્રહણ થાય છે, જીભથી રસ લેવાય છે, અને ત્વચાથી સ્પર્શ થાય છે, તે પાંચે ઇંદ્રિઓનો સંકોચ કરી મનની કાયમ સ્થિરતા રાખવી તે પ્રત્યાહાર છે.
૫૦૬ ઈષ્ટ પામવાની દ્રઢેચ્છાથી તે રૂપ થઇ જવું તે ધારણા છે.
૫૦૭ સર્વે સંકલ્પ વિકલ્પ છોડી અખંડ વૃતિથી પરમાત્માનું એકજ પ્રવાહથી સ્મરણ કરવું તે ધ્યાન કહેવાય છે તે ધ્યાનના ચાર પ્રકાર છે.
૫૦૮ લક્ષ્મિ પતિથી વિષ્ણુના પગથી છાતી સામું જોઇ અખંડ વૃતિ તેમાં દ્રઢાવી નિરંતર તેનું ચિંતન કરવું અને તર્ક વિતર્ક છોડી કુંભક કરી મંત્ર જપવો તે પાદસ્થ ધ્યાન કહેવાય છે.
૫૦૯ પોતાના શરીરના ષટ ચક્રનું સંશોધન કરી કાયા પવિત્ર કરી પ્રભુની આકૃતી ( પિંડ )નું મનમાં ધ્યાન ધરવું તે પિંડસ્થ ધ્યાન કહેવાય છે.
૫૧૦ બે ભ્રકુટી વચે દ્રષ્ટી દ્રઢાવી અગ્નિ કોણ તરફ જોઈ દીવો જોઇ તારા ચંદ્ર અને સુર્યના તેજને ધારણ કરવું તેથી તેજનો પ્રકાશ ઉપજે ત્યારે સર્વ જગત જ્યોતિમય જણાય છે તેમ પરમેશ્વરના રૂપનું તેજોમય ધ્યાન કરવું તે રૂપસ્થ ધ્યાન કહેવાય છે.
૫૧૧ આકૃતી રહિત સર્વ વ્યાપક પરમાત્માનું રૂપ મનમાં ધારી મનની વૃતિ દ્રઢ કરી શરીરનું ભાન ભુલી પોતે ઈશ્વર રૂપ થઈ સમાધિમાં

જ્યારે મનુષ્ય લીન થઇ જાય છે તે સ્થિતી યોગ નિદ્રા કહેવાય છે અને તેજ તૃપ્તી સ્થાન છે.

૫૧૨ ધ્યાતા ( ધ્યાન કરનાર ) અને ધ્યેય [ ધ્યાન કરવા યોગ્ય ] ભાવ નજી- સમુદ્રમાં નદી મળી સમુદ્ર રૂપ થઈ જાય છે તેમ અદ્વૈતને મળી અ દ્વૈત રૂપ થવું તેજ ખરી સમાધિ છે.

૫૧૩ જેમ દુધમાં પાણી મળી તે રૂપ થઇ જાય છે, તેમ પોતે બ્રહ્મમાં મળી બ્રહ્મરૂપ થાય અને ચિદ્ધ કે સાધક ભેદ રહે નહી તે ઉપાધી વિ- નાની સમાધિ કહેવાય છે; તે સ્થિતિમાં શીતળ ગરમ આદિનું ભાન રહેતું નથી, ભુખ કે તૃષા લાગતી નથી, કર્મના ધર્મ રહેતા નથી. સ્વપ્ન નિદ્રા જાગ્રતપણું રહેતું નથી, શબ્દાદિ પાંચ વિષયોમાં પ્રિતિ રહેતી નથી સુખ, દુઃખ, શોક હર્ષ જ્ઞાન અજ્ઞાન રહેતા નથી રાગદ્વેષ કે મોહમુર્છા હોતી નથી.

---

## પ્રસ્તાવિક.



૫૧૪ મનુષ્ય વિચારની કૃતિ છે, જેવો તે વિચાર કરે છે, તેવો તે બને છે માટે વિચારો હમેશાં ઉચ્ચ રાખવા.

૫૧૫ વૈર કદાપિ વૈરથી નાશ પામતું નથી, પણ પ્રેમથી નાશ પામે છે; આ સનાતન ધર્મ છે.

૫૧૬ મારે સર્વ સાથે મૈત્રી છે, મારે કોઇ સાથે વૈર નથી; સર્વ જીવોને હું ક્ષમા આપું છું, સર્વ જીવો મને ક્ષમા આપો એવી ભાવના રાખવી.

૫૧૭ જેટલા ધર્મો છે તેટલા આત્મજ્ઞાન રૂપી સુર્યને અવકાશ આપનાર બારીઓ છે.

૫૧૮ સમાનતા એ મોક્ષની કુંચી છે, અને ગુણાનુરાગ એ મોક્ષની વાનગી છે.

૫૧૯ હું કોણ છું ? હું શા હેતુથી કામ કરૂં છું ? અને હું કેવીરીતે કામ કરૂં છું ? આ ત્રણ સવાલ પ્રાતઃકાળમાં દરેક મનુષ્યે પોતાની જાતને પુછવા.

૫૨૦ જડ વસ્તુમાં ભિન્નતા છે, આત્માતત્વમાં એકતા છે.

૫૨૧ દુઃખો એ છુપા આશીર્વાદ છે; તેથી આત્માની ગુપ્ત શકિતઓ પ્ર- કટ થાય છે.

૫૨૨ દષ્ટિ બિન્દુ (અપેક્ષા) નહિ સમજવાથીજ પ્રાયઃ કલેશો ઉદભવે છે.

૫૨૩ બાહ્ય ક્રિયાઓ જેટલે અંશે ચિત્ત શુદ્ધિને ઉપકારી છે, તેટલે અંશે આદરવા યોગ્ય છે.

૫૨૪ મનુષ્ય જે ગુણનો આ ભવમાં અભ્યાસ (મહાવરો) પાડે છે, તે ગુણ સાથે બીજા ભવમાં જન્મે છે.

૫૨૫ જે મદોન્મત ઘેડાની માફક ચઢતા ક્રોધને હાથમાં રાખે છે તેજ ખરો સારથી છે, બીજા તો માત્ર લગામ પકડનારા છે.

૫૨૬ જે સદ્વિચારોને અમલમાં મુકતો નથી, તેના તે વિચારો ધીમે ધીમે બુઠ્ઠા થતા જાય છે, માટે સદ્વિચારોને શીઘ્ર અમલમાં મુકવા.

૫૨૭ જેનામા મૈત્રિ, કરૂણા, પ્રમોદ, અને મધ્યસ્થ ભાવના નથી, તે ધર્મને પ્રથમ પગથિયે ઉભો રહેવાને યોગ્ય નથી.

૫૨૮ પ્રભુને પામવાના માર્ગ અનેક છે. મનુષ્ય જે રસ્તે પ્રભુને શોધે છે તે રસ્તે તેને મળે છે.

૫૨૯ ધર્મ એ અંતઃકરણની બાબત છે; તેને પરાણે મનાવવા પ્રયત્ન કરનારને મનુષ્યના હૃદયની પરિક્ષાજ નથી.

૫૩૦ દુનિયા કોઇ પણ વખત મહાન પુરૂષો વિનાની રહી નથી. જ્યારે જ્યારે કોઇ અધર્મની વૃદ્ધિ થાય છે, અને ધર્મના લોપ થવા માંડે છે ત્યારે ત્યારે કોઇ મહાત્મા આ જગત પર ઉતરી આવે છે.

૫૩૧ એકજ વસ્તુમાં દોષ જોનારને દોષ જડે છે, અને ગુણ શોધનારને ગુણ જડે છે.

૫૩૨ સંસારના કાર્યો કરવાં છતાં તેમાં નિર્લેપ રહેવું જોઇએ

૫૩૩ મનુષ્ય અધિકાર માત્ર કર્મમાં છે, પણ કર્મના ફળમાં નહિ.

૫૩૪ સ્મશાનમાં મનુષ્યની જેવી વૃત્તિ થાય છે, તેવી વૃત્તિ નિશ્ચળ રહે તો કોણ બંધનથી મુક્ત ન થાય ?

૫૩૫ મનુષ્ય જન્મની દરેક પળ અમુલ્ય છે, એ ખ્યાલ ક્ષણવાર પણ વિસરવો નહિ જોઇએ.

૫૩૬ વનસ્પતિથી પ્રાણી વર્ગ સુધીમાં, સબળ નિર્બળનું ભક્ષણ કરી ફાવી જાય એમાંજ ઉન્નતિ દેખાય છે, પણ મનુષ્ય વર્ગમાં તો આત્મભોગ ( self--sacrifice ) એજ ઉન્નતિનો નિયમ છે.

૫૩૭ ‘ મારૂં તે સારૂં ’ એમ ન ગણતાં ‘ સારૂં તે મારૂં ’ ગણતા શિખવું જોઇએ.

૫૩૮ વીર પુરૂષો ઇષ્ટ પદાર્થ પ્રાપ્ત થતાં સુધી અટકતા નથી.

૫૩૯ સઘળા સદ્ગુણોનું મુળ આત્મસંયમ અને પ્રેમ છે.

૫૪૦ સઘળા દુર્ગુણોનું મુળ વિષયાસક્તિ અને દ્વેષ છે. તૃષ્ણા એ સર્વ અનર્થનું મુળ છે.

૫૪૧ જે જે બનાવ બને છે તે સર્વ સારાં વાસ્તે બને છે, એ અવિચળ

નિયમમાં શ્રદ્ધા રાખવી.

૫૪૨ સર્વ પ્રકારના મદનો નાશ કરનાર જ્ઞાન છે, પણ જો જ્ઞાનનોજ મદ થાય તો તેનું ઔષધ શું ?

૫૪૩ વસ્તુનો ત્યાગ કરવો એ કામ સરલ છે, પણ તે વસ્તુ ઉપરનો રસ તજવો તે અતિ કઠિન છે.

૫૪૪ વ્યવહાર અને ધર્મ એ ભિન્ન નથી. વ્યવહાર ધર્મમયજ હોવો જોઇએ.

૫૪૫ નિર્મળ હૃદયનું બળ અંકાય તેમ નથી. જગતના સર્વ મહાન પુરૂષો તે બળથીજ જગતને ઉન્નતિના માર્ગપર મુકી ગયા છે.

૫૪૬ જે પુરૂષ હૃદયમંદિરમાં આત્મપ્રભુ સાથે દિવસમાં પા કલાક પણ વાત કરવાનો પ્રસંગ મેળવી શકાતો નથી તેને હજુ બહુ કરવાનું બાકી છે.

૫૪૭ સિદ્ધિઓ મેળવવા પાછળ ભમવું એ અનાજના કણસલાને છોડી સાંઠામાં રાચવા બરોબર છે.

૫૪૭ જે વચન સત્ય, દયામય અને ઉપયોગી હોય તેજ બોલવું. નહિ તો મૌન રહેવું.

૫૪૯ જે સત્યને ખાતર સર્વ વસ્તુનો ભોગ આપવાને તત્પર ન હોય તે કદાપિ સત્યનો ઉપાસક થઇ શકેજ નહિ.

૫૫૦ તમારી સ્થિતિને અનુકુળ નાનાં નાનાં સારાં કામો કરો એટલે વિશેષ સારાં કામો માટે તમે લાયક થશો.

૫૫૧ નિર્દોષ જીવન ગાળવું એ મરણને માટે મોટામાં મોટી તૈયારી છે.

૫૫૨ માણસે કરેલા સારા કામને વાસ્તે પોતાના અંતઃકરણનો સંતોષ એ મોટામાં મોટો બદલો છે.

૫૫૩ આપણે કરવા ધારેલું કામ બીજો કોઇ કરે તો તેથી અંતરમાં આનંદ પામવો કારણ કે આપણે કામની સાથે કામ છે, નહિ કે નામની સાથે.

૫૫૪ દરેક શુભ કાર્યનો કરવાવાળો તો તેજ છે; આપણે જો તે કામ કરવામાં પ્રમાણ ભુત થઇ શકીએ તો આપણો ભાગ્યોદય સમજવો.

૫૫૫ જે ઝરાનું પાણી વહેતું નથી તે ગંધાવા માંડે છે, તેમ જે જ્ઞાન, લક્ષ્મિ, વગેરેનો પરોપકારાર્થે ઉપયોગ થતો નથી, તેની પણ તેવીજ સ્થિતિ થાય છે.

૫૫૬ કેવળ ઉપદેશથી નહિ પણ તમારા જીવનથી બીજાને સન્માર્ગે દોરો.

૫૫૭ જે પુરૂષ અહંતાનો ત્યાગ કરી, ગુરૂદેવને સર્વ અર્પણ કરી ગુરૂદેવના સેવક તરીકે કામ કરે છે, તે અનંતગણું ઉપયોગી કામ કરી શકે છે.

૫૫૮ જે સુખમાં તેમજ દુઃખમાં સમાનવૃત્તી રાખી શકે છે, તેજ પંડિત

પુરૂષ છે.

૫૫૯ સર્વ ધર્મના સંસ્થાપકો મહાન પુરૂષો હતા, માટે કોઇ પણ ધર્મની નિંદા કરવી નહિ.

૫૬૦ કુદરતે તથા મનુષ્યમાં મુકેલી ગુપ્ત શક્તિઓ શોધવી તેમજ પ્રકટ કરવી એજ મનુષ્ય જીવનનો પરમ હેતુ છે.

૫૬૧ આ જગતના તમામ પદાર્થો અણુ આણુઓથી ભરેલા છે. તે ક્ષણિક છે, દુઃખગર્ભિત છે, અને તે મળ્યા પછી બીજા સુખની આકાંક્ષા રહે છે.

૫૬૨ આત્મજ્ઞાન નિત્ય છે, સુખગર્ભિત છે, અને તે મળ્યા પછી બીજા સુખની આકાંક્ષા રહેતી નથી.

૫૬૩ આ બાહ્ય જગતની કેઇ પણ વસ્તુ મેળવવા જતાં બે પરીણામ આવે છે, નિરાશા કે ખેદ. જો વસ્તુ મળી નહિ તો નિરાશા ઉત્પન્ન થાય છે અને જો તે મળે છે તો મળ્યા પહેલાં જેટલી મોહક લાગતી હતી તેટલી નહિ લાગવાથી ખેદ થાય છે.

૫૬૪ સર્વ પ્રાણીઓની સાથે અવિરોધ ભાવથી વર્તવું, સર્વના મિત્ર થઇને રહેવું. જો કોઇ તમારી સાથે વિરોધ કરે તો પણ તમે તમારા મનમાં તેને માટે વિરોધ કરવાનો વિચાર પણ કરવો નહીં કારણ કે પ્રેમ ભાવથી સંપુર્ણ સંસારને વશ કરી શકાય છે.

૫૬૫ જે માણસ પોતાને તુચ્છ સમજે છે તે મોટી ભુલ કરે છે. ઉચ્ચ વિચારોથી મનુષ્ય પોતાના ઉદ્દેશને પુર્ણ કરી શકે છે માટે સર્વદા શુભ વિચારોનુંજ સેવન કરવું અતિ હિતકર છે.

૫૬૬ મનુષ્યનું કર્તવ્ય છે કે તેણે સર્વદા શુભ પ્રયત્ન કરવો જોઇયે અને તેમ નહીં કરતાં જે મનુષ્ય બીજા ઉપર આધાર રાખે છે તે ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત નહીં થતાં ક્રમે ક્રમે નષ્ટ થાય છે, માટે શુભ પ્રયત્નથી પ્રાપ્ત કરેલ સ્થિતિ એજ જીવનનું સત્ય પ્રાપ્તિ છે.

૫૬૭ જે કાંઇ આપણે પ્રાપ્ત કરવા ઇચ્છતા હોઇએ તેને માટે ઉગ્ર પ્રયત્ન કરતા રહેવું કદાચ શરૂઆતમાં નિષ્ફળતાનો અનુભવ થાય તો પણ નહીં કંટાળતા જો વિશેષ પ્રયત્નથી અને ખંતથી આગળ વધવાનું ચાલુ રહે તો ધારેલા અર્થને મેળવી શકાય. કોઇપણ કાર્યમાં સંશયી વિચારોનો સંકલ્પ સુદ્ધાં કરવો નહીં કારણ કે સંશયથી બુદ્ધિનો નાશ થાય છે. 'સંશયાત્મા વિનશ્યતિ.'

૫૬૮ આત્મ જ્ઞાન મેળવી સર્વદા શાંતિ તૃપ્તિનો અનુભવ કરી કૃતાર્થતા મે

જાળવી એજ જીવતનું સાફલ્ય છે તે શિવાય આત્મ જ્ઞાનથી રહિત સ્થિતિ એ કષ્ટનેજ આપનારી છે. આત્મ જ્ઞાનિને આ જગતમાં કોઇપણ વસ્તુ અપ્રાપ્ય નથી.

૫૬૯ ક્લેશ, અસંતોષ, નિરુત્સાહ તથા સંશયાદિ અવગુણોને અંતઃકરણમાં સ્થાન આપવું જોઇયે નહીં જ્યાંસુધી હૃદય મલિન વાસનાવાળા વિચારોથી ભરેલું હોય ત્યાંસુધી શુભ વિચાર સુઝી શકતા નથી માટે ઘણામાં ઘણા બનતા પ્રયત્ને સર્વદા શુભ વિચારોનુંજ સેવન કરવા અભ્યાસ પાડવો જોઇયે.

૫૭૦ જે જે પદાર્થનું નિરંતર ચિન્તન કરવામાં આવે તે તે પદાર્થ ચિન્તન કરનારને અવશ્ય પ્રાપ્ત થાય છે. આ સૃષ્ટિમાં એવો કોઇપણ પદાર્થ નથી કે જે ચિન્તનથી પ્રાપ્ત થાય નહીં માટે જો નિત્ય સુખ મેળવવા ઇચ્છતા હોઇયે તો સતત ઉચ્ચ અને અતિ શુભ વિચારોનું ચિન્તન કરી તે પ્રમાણે વર્તન કરવું જોઇયે.

૫૭૧ જ્યારે જ્યારે તમારો મત અન્ય વ્યક્તિથી ભિન્ન જણાય ત્યારે દુરાગ્રહનો ત્યાગ કરી ન્યાય દ્રષ્ટિથી વિચાર કરતાં જો તમારા વિચાર સત્ય જણાય તો તે માન્યતામાં અડચણ નથી પણ તમારી માન્યતા બીજાઓને પણ માન્ય હોવીજ જોઇયે એમ ધારી તે પ્રમાણે મનાવવાનો દુરાગ્રહ કરશો નહીં કારણ કે "તુંડે તુંડે મતિ ર્ભિન્ના" એ પ્રમાણે તથા રૂચિનામ વૈચિત્ર્યા એ વાક્યાનુસાર દરેકની રૂચી અનેઅધિકારાનુંસાર માન્યતા હોય છે માટે બુદ્ધિના પ્રમાણમાં સર્વની માન્યતા સત્ય છે એમ વિચારવાથી અંતઃકરણની શાન્તિનો ભંગ થતો નથી.

૫૭૨ જ્યાંસુધી કોઇપણ કાર્યનું પરિણામ હાનિકારક જણાય નહીં ત્યાંસુધી તે કાર્ય ખરાબ છે એમ કહેવું એ અવિચારી અને ઉતાવળીયાપણું છે સજ્જન મનુષ્ય કાર્ય તરફ દ્રષ્ટિ રાખતા નથી પણ પરિણામ તરફજ ધ્યાન આપે છે.

૫૭૩ કોઈ પણ મનુષ્યની બહારની રીતભાત જોઇને એકદમ સારો કે નઠારો અભીપ્રાય આપવો એ અવિચારી કાર્ય છે પણ તેના લાંબા પરીચયમાં આવ્યા પછી જે ચોકસ મત બંધાય તે સત્ય હોઇ અભિપ્રાય આપવા યોગ્ય હોય છે.

૫૭૪ નીતિ સંબંધી બંધારણ દેશ કાળ અને સ્થિતિનો વિચાર કરી બાંધવામાં આવે છે, કારણ કે જે વિચાર વર્તમાન સમયમાં હાનિકારક જણાતા હોય તેજ વિચારો ભવિષ્યમાં દેશ, કાળ અને સ્થિતિનો વિચાર

કરતાં ઉપયોગી જણાય.

૫૭૫ જે વાત આપણી દ્રષ્ટિમાં અસત્ય જણાતી હોય તે વાત અન્યની દ્રષ્ટિમાં સત્ય જણાય એ સંભવિત છે કારણકે જેમાં આપણને દુઃખ જણાતું હોય તેમાં અન્યને સુખનો અનુભવ થતો હોય એવું પ્રત્યક્ષ જાણી શકાય છે.

૫૭૬ કોઇ પણ એક ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરાવનાર નિયમનું દ્રઢતાથીપાલન કરવું જોઇએ જો એવા એક નિયમનું પણ પાલન થઇ શકે નહિં તો વધારેની આશાજ કેમ રાખી શકાય? આવા મનુષ્યે ઉન્નતિની આશા રાખવી એ કેવળ વ્યર્થજ છે.

૫૭૭ અશુભ વિચારોને ત્યજી તેના વિરોધી શુભ વિચારોનુંજ સેવન કર્યા કરવું આમ અભ્યાસની પરિપકવતા થયે નિરંતર શુભ વિચારોજ ઉદ્દભવ્યા કરશે. અશુભના ચિંતનથી અશુભની વૃદ્ધિ થાય છે માટે શુભ વિચારોની વૃદ્ધિ કરવા શુભ વિચારોજ કરવા જોઇએ,

૫૭૮ ઉપકારીને તેનો બદલો ઉપકારથીજ આપવો જોઇએ કેવળ વાતોથી નહીં, બોલવું તેના કરતાં કરી દેખાડવું, એજ શ્રેષ્ટ છે.

૫૭૯ પુસ્તકની વિદ્યા અને પારકા હાથનું ધન આ બન્નેથી મનુષ્યની મશ્કરી થાય છે. કેમકે, સમય પડવાથી આ બન્ને કામ આવતા નથી.

૫૮૦ ઋણ કરનાર પિતા, કુલટા માતા, નહિ દબાનારી સ્ત્રિ તથા મુર્ખ કુચરિત્ર પુત્ર પરમેશ્વર કોયને પણ ન આપે.

૫૮૧ શરિર એક દિવસ નષ્ટ થઈ જશે, કિન્તુ કિર્તિનો કયારે પણ નાશ થનાર નથી તેથી નશ્વર શરીર દ્વારા કીર્તિનું ઉપાર્જન કરવું એ ડહાપણ છે.

૫૮૨ જેણે જગતમાં ચંચલ અધિકારોને પામીને શત્રુનો અપકાર, મિત્રનો ઉપકાર અને સ્વજનોનો સત્કાર કર્યો નથી તેણે કાંઇ પણ કર્યું નથી.

૫૮૩ જે ભણે ગણે છે જુએ સાંભળે છે પુછે છે અને પણ્ડિતોના પાસે રહે છે તેની બુદ્ધિ સુર્યના કીરણથી ખીલેલા કમળના સમાન રહે છે.

૫૮૪ જેનો આત્મા કુપ્રવૃત્તિઓથી કલુષિત છે, જે વારમવાર વિપત્તિઓ ઉઠાવવા છતાં સુધરતો નથી, કારણ કે કોયલાને ગમે તેટલા રગડીએ પણ તે સફેદ થનારજ નહિ.

૫૮૫ દાનભોગ કરવાથી કામના શાન્ત થતી નથી કિન્તુ વધતી જાય છે. ઘી તપાવાથી આગ ઠન્ડી થતી નથી કિન્તુ વિશેષ પ્રજ્વલિત થાય છે.

૫૮૬ જે કામ કરવામાં પોતાના આત્માને સન્તોષ થાય–પ્રસન્નતા થાય તે કામ કરવું જોઇએ, અને જે કામ કરવામાં આત્માને ગ્લાનિ થાય તે

કામ કરવું જોઈતુ નથી. કર્તવ્યનો નિર્ણય કરનાર પોતાના આત્માથી શ્રેષ્ટ અન્ય કોઇ નથી.

૫૮૭ સિંહ હાથી અને ગુણવાન ઉદ્યોગી પુરૂષ વિદેશમાં જઇ માન પામે છે અને કાગડો, કા ર ... આ ... ણ પણ જ્યાં પેદા થાય છે ત્યાંજ મરે છે.

૫૮૮ સર્વ પ્રકારના દુઃખ અને કષ્ટ અધમ જનોને સતાવીને વિચલિત કરે છે, ઉત્તમોને નહિ. ... પગમાં લાગે છે નેત્રોમાં નહિ.

૫૮૯ અનુચિત કર્મનો ... , ... વિરોધ, ... સ્પર્ધા અને સ્ત્રિઓ ઉપર ... મૃત્યુ ... છે.

૫૯૦ જેમ સુરદાસ ( આંધળા ) પાસે સ્ત્રિની સુન્દરતા વ્યર્થ છે તેમજ બુદ્ધિહીન શ્રોતાના સમીપમા વિદ્વાનનું બોલવું વ્યર્થ છે.

૫૯૧ જ્યાં અબલા પ્રબળા છે, બાળક રાજા છે અને મુર્ખ મન્ત્રી છે. ત્યાં ધનની આશા રાખવી નહિ એટલુંજ નહિ કિન્તુ જીવવાની આશા પણ રાખવી નહિ.

૫૯૨ શાસ્ત્રમાં નિષ્ટા, સ્વભાવિક સુક્ષ્મ બુદ્ધિ, મધુર અને પ્રગલ્ભવાણી, ધર્મભાવ અને દેશકાળનો વિચાર ગંભીરતા જેમાં હોય છે તેનું કોઇ કામ નિષ્ફળ જતું નથી.

૫૯૩ વિવેકી પ્રભુ, દાની ધની, નિરકન વિદ્વાન, શુશીલ સ્ત્રિ અને આજ્ઞાકારી પુત્ર એ પાંચે પૃથ્વી મંડળના આભુષણ છે.

૫૯૫ જરાથી રૂપ, તૃષ્ણાથી સુખ, દુષ્ટ સેવાથી માન, માગવાથી ગૌરવ, ગર્વથી ગુણ, ચિન્તાથી બળ, ... લક્ષ્મી અને આળસ્યથી વિદ્યા નષ્ટ થઇ જાય છે,

૫૯૭ જેમ ઘસીને, કાપીને, તપાવીને અને પીટીને સુવર્ણની પરિક્ષા કરી શકાય છે તેમજ વાર્તાલાપ, શીલ, કુલ અને આચરણોથી પુરૂષની પરિક્ષા થાય છે.

૫૯૮ જેવો કાષ્ટનો હાથી અને પત્થરનો સિંહ છે. તેવાજ વેદવિહીન બ્રાહ્મણ પણ સમજવો જોઇએ.

૫૯૯ વાનરનું પરાક્રમ એટલુંજ કે, તે એક ડાળથી બીજી ડાળ ઉપર કુદી જાય છે, હનુમાનજી જે સમુદ્રને ઉલ્લંઘી ગયા તે તેઓનું પરાક્રમ નહિ કિન્તુ પ્રભુનો પ્રભાવ હતો.

૬૦૦ જેના કુલ અને ચાલચલનની ખબર ન હોય તેનો સમાગમ કરવો નહિ.

૬૦૧ હિન પુરૂષની સેવા ક્યારે પણ કરવી જોઇએ નહિ પણ સદા મ્હોટાઓનો આશ્રય લેવો ઉચિત છે, કારણ કે કલાલના હાથમાં દુધને પણ લોકો મદિરા સમજે છે.

૬૦૨ જેમ શૈલના ઉપર શિલાને ચડાવવી બહુજ કઠણ છે કિન્તુ શિલાને પર્વતના ઉપરથી નીચે ફેંકી દેવી એ કાંઇપણ કઠણ નથી, તેમજ આત્માની ઉન્નતિ કરવી બહુજ કઠણ છે પરન્તુ તેને નિચે કુકર્મ કુપમાં ઉતારવો બહુજ સુગમ છે.

૬૦૩ સ્ત્રી, અગ્નિ અને રાજાથી બહુ દુર રહેવું જોઇએ નહિ તેમજ બહુ સમીપમાં પણ રહેવું જોઇએ નહિ કેમકે બહુ દુર રહેવાથી હાનીની આશંકા છે.

૬૦૪ જે લોકો અપ્રાપ્ય પદાર્થની ઇચ્છા કરતા નથી, નષ્ટ પદાર્થનો શોક કરતા નથી અને વિપત્તિમાં પણ ગભરાતા નથી તેઓજ પુરૂષ પંડિત છે.

૬૦૫ નિષ્કલંક નિરોગી જીવન, આજ્ઞાકારી પુત્ર, અભિન્ન હૃદય મિત્ર અને સહધર્મિણી સ્ત્રિ એ દુર્લભ છે અને તે મ્હોટા પુરૂષ કરનાર મનુષ્યને પ્રાપ્ત થાય છે.

૬૬૦ પંડિત અને મુર્ખ એ બન્નેના આગળ પોતાના ગુણોની પ્રશંસા કરવી નહિ, કેમકે પંડિત તો સ્વયં તમારા ગુણોને જાણી લેશે અને મુર્ખ તો તમારા કહેવાથી પણ તમારા ગુણોનો અનુભવ કરી શકનાર નથી.

૬૦૭ હાથીથી હજાર હાથ, ઘોડાથી સો હાથ, અને સીંગડાવાળા પશુઓથી દશહાથ હટીને ચાલવું જોઇએ; કિન્તુ દુર્જનથી બચવાને માટે તે સ્થાનજ છોડી દેવું ઉચિત છે.

૬૦૮ પોતાની સ્ત્રિમાં, ભોજનમાં અને ધનમાં સંતોષ માનવો જોઇએ, અને દાનમાં, તપમાં અને ભણવામાં અસંતોષ રાખવો જોઇએ.

૬૦૯ કાળ તરવાર લઇને કોઇના મસ્તકને કાપતો નથી પણ તે ઉલટું સુજાડે છે.

૬૧૦ જે કાંઇ ગયું તેનો શોક અને જે કાંઇ થનાર છે તેની ચિન્તા કરવી એ પંડિતનું કામ નથી. બુદ્ધિમાન લોકો વર્તમાન સમય ઉપર વિચાર કરીને પોતાનું કર્તવ્ય કરી લેય છે.

૬૧૧ મ્હોટાઓની પ્રશંસા તેઓના સન્મુખ કરવી જોઇએ, બન્ધુ બાન્ધવોની પ્રશંસા તેઓના પાછળ કરવી જોઇએ, નોકર ચાકરોની પ્રશંસા તેઓ કામ પુર્ણ કરવાથી કરવી જોઇએ; કિન્તુ સ્ત્રિ અને સન્તાનની પ્રશંસા ક્યારે પણ કરવી જોઇતી નથી

૬૧૨ એક સમર્થ પુરૂષને આગળ લઈને શક્તિશુન્ય લોકો પણ મહાન કઠણ કામ કરી શકે છે. જુઓ એક બે ત્રણ આદિ અંકોના સંગાથે પાછળ રહેવાથી શુન્ય (૦) ની શક્તિ કેટલી વધી જાય છે.

૬૧૩ ઉલ્લુ પક્ષી દિવસે દેખતો નથી અને કાકપક્ષી રાતે દેખી શકતો નથી કિન્તુ કામાન્ધ પુરૂષ રાત દિવસ કોઇ સમયે જોઇ શકતો નથી.

૬૧૫ સ્વર્ગનું નામ પ્રકાશ અને નર્કનું નામ અન્ધકાર છે. મનુષ્ય પોતેજ પોતાના સારા નરસા કર્મોના અનુસાર પ્રકાશ અથવા અન્ધકારમાં જાય છે.

૬૧૬ સત્ય અથવા અસત્ય, ધર્મ અથવા અધર્મ, જ્ઞાન અથવા અજ્ઞાન, સુખ અથવા દુઃખ, પ્રકાશ અથવા અન્ધકાર એ સમાનાર્થવાચી શબ્દો છે. જે સત્ય છે તેજ ધર્મ છે, જે તેજ પ્રકાશ છે તેજ સુખ છે: તેમજ જે અસત્ય છે તેજ અધર્મ છે, જે અધર્મ છે તેજ અજ્ઞાન છે, જે અજ્ઞાન છે તેજ દુઃખ છે અને જે દુઃખ છે તેજ અન્ધકાર છે.

૬૧૭ જો સદાચારનિષ્ટ બ્રાહ્મણ કેવળ ગાયત્રી જાણતો હોય તો પણ શ્રેષ્ટ છે કિન્તુ દુરાચારી બ્રાહ્મણ ભલે વેદ અને શાસ્ત્રોનો જ્ઞાતા હોય તોપણ કાંઈ નથી. અર્થાત શાસ્ત્ર ભણીને તેના અનુસાર કાર્ય કરવાથીજ મહત્તા મળે છે.

૬૧૮ વિદ્યાના સમાન નેત્ર, સત્યના સમાન તપ, ક્રોધના સમાન દુઃખ અને દરિદ્રની સહાયતા કરવાના સમાન સુખ નથી.

૬૧૯ બ્રહ્મજ્ઞાનની દ્રષ્ટીમાં સ્વર્ગ, શુરવીરની દ્રષ્ટીમાં જીવન, જીતેન્દ્રિયની દ્રષ્ટીમાં સ્ત્રિ અને નિસ્પૃહની દ્રષ્ટીમાં સર્વ સંસાર તૃણ તુલ્ય તુચ્છ છે.

૬૨૧ કમાણી વગર ખરચ કરનાર, સહાય વગર કજીઓ કરનાર, અને બીમારી હોવા છતાં (પથ્યા પથ્યાનો વિચાર નહિ કરતાં) બધું ખાનાર મનુષ્ય શીઘ્ર નષ્ટ થઈ જાય છે.

૬૨૨ જેમ કમળના પુષ્પોથી સરોવરની, ચન્દ્રથી રાત્રિની અને જુવાનીથી સ્ત્રિની સુંદરતા જણાય છે; તેમ ન્યાયપરાયણતાથી વૈભવ અને પ્રભુતાની શોભા જણાય છે.

૬૨૩ બુદ્ધિમાન અને અનુભવિ લોકોના સમાગમથી જ્ઞાન થાય છે, જ્ઞાનથી નમ્રતા પ્રાપ્ત થાય છે, નમ્રતાથી લોકો પ્રેમ કરે છે અને જેના ઉપર લોકો અનુરાગ કરે છે તે સર્વ કાંઈ કરી શકે છે.

૬૨૪ દેવતા, તીર્થ, બ્રાહ્મણ, મન્ત્ર, જ્યોતિષી, વૈદ્ય અને ગુરુના વિષયમાં જેની જેવી ભાવના થાય છે તેને તેવીજ સિદ્ધિ થાય છે, અર્થાત ફલ મળે છે.

૬૨૫ બુદ્ધિમાન પુરૂષનેજ ઉપદેશ આપવો જોઇએ જડને નહિ. કેમકે ફુલોના સુગન્ધને તિલજ ગ્રહણ કરી શકે છે પત્ર નહિ.

૬૨૬ મરણના પશ્ચાતજ મનુષ્યોના ગુણ જાણવામાં આવે છે. દ્રષ્ટાંત તરીકે "અગર" ની સુગન્ધ બળવાથીજ ફેલાય છે.

૬૨૭ ન્હાના માણસોથી જેટલો ઉપકાર થાય છે તેટલો મ્હોટાઓથી થઇ શકતો નથી. કુવાથી તૃષ્ણા મટે છે સમુદ્રથી નહિ.

૬૨૮ સાચો સાથી એક ધર્મજ છે, કેમકે તે મરણના પછી પણ સાથે આવે છે, અન્ય સર્વ અહિંજ શરીરના સંગાથે રહે છે.

૬૨૯ પરલોકમાં પિતા, માતા, પુત્ર, સ્ત્રિ અને સજાતીય કોઇપણ સહાયતા કરતા નથી કેવળ ધર્મજ સહાયતા કરે છે.

૬૩૦ મનુષ્ય એકલોજ ઉત્પન્ન થાય છે, એકલોજ મરે છે અને એકલોજ સારા નરસા કર્મોના ફલને ભોગવે છે, તેથા પોતાની સહાયતાને માટે નિત્ય ધર્મ સમ્પાદન કરવું જોઇએ. મનુષ્ય ધર્મની સહાયતાથી દુસ્તર અન્ધકારને પણ પાર પહોંચી શકે છે.

૬૩૨ દરેક મનુષ્યને માટે ઉચિત છે કે, એકલો એકાન્તમાં બેસીને પોતાના હિતનો વિચાર કરે, એકાન્તમાં બેસવાથી મન એકાગ્ર થાય છે અને આ પ્રકારે વિચાર કરવાથી પરમ શ્રેય (કલ્યાણ) પ્રાપ્ત થાય છે.

૬૩૩ જુવાની, રૂપ, જીવન, દ્રવ્ય, ઐશ્વર્ય અને પ્રિય સમાગમ આદિ સર્વ વસ્તુઓ અસત્ય અર્થાત નષ્ટ થનારી છે; તેથી પંડિતોએ તેથી મોહિત ( આસક્ત ) થવું જોઇએ નહિ.



## ભકત લક્ષણ.

૬૩૪ ભગવાન મારા સર્વસ્વ છે ને મને જે જોઇએ તે બધું મારા પ્રભુમાં છે એવું જાણી પતિવ્રતા સ્ત્રીની માફક ભગવાનના ભગતો હમેશાં પોતાના ધણી પ્રભુમાંજ આનંદી રહે છે.

૬૩૫ હરીજનો હમેશાં એવું માગ્યા કરે છે કે, પ્રભુ તમે મારા થઇ જાઓ અને મને તમારો કરી લ્યો, એટલે મારૂં બધું થઇ ચુકયું

૬૩૬ હરીજનથી આસ્તે આસ્તે હું ને મારૂં ભુલાતું જાય છે, અને મનુષ્ય જાતીને મદદ કરવામાં પોતાના પ્રભુની સેવા સમજે છે.

૬૩૭ જેના વડીએ જીવો છો તેના અર્થે જીવતાં શીખશો ત્યારેજ જીવો છો એમ જાણજો, નીકર જીવતાં મુવેલાજ છો.

૬૩૮ જુવાનીમાં ગમે તેમ મોજ મારવી ને અંતે ઘડપણમાં માળા લઇને પ્રભુ ભજવા બેસવું એતો આંબા ખાઇ જઇને ગોટલાનું દાન કરવા જેવું છે.

૬૩૯ કડકણા કુતરાને જેમ તેનો ધણી ડુંકો બાંધવા ચાહે છે તેમ આપણે પણ આપણા મનને વશ કરતા શીખવું જોઇએ.

૬૪૦ કોઇ માણસ દાન લેવા ચાહ્ય પણ લેનાર લેય નહીં તો તેમાં દેનારનો વાંક નથી તેમ ઇશ્વર તો એવીજ રીતે સૌને મુકતી દેવા ચાહે છે, પણ જીવો લેવા ચાહતો નથી એમાં ઇશ્વરનો વાંક ગણવા નહી.

૬૪૧ પોતાના ઝાઝાં વખાણ સાંભળવાની ટેવ રાખવી એ ઝેર ખાવાની હોંશ રાખવા જેવું છે.

૬૪૨ જયારે તમને ઈશ્વરમાં પરિપુર્ણ આસ્તા થાય ત્યારે તમારા અંતરમાં ઉતમ સદગુણોનો પાયો પડયો એમ જાણજો.

૬૪૩ લુહારની દુકાને બેસશે તેને અગ્નીના તણખા ઉડયા વીના રહેવાના નથી, તેમ જે માઠી સંગતમાં રહેશે તેનું તો માઠુંજ થવાનું છે.

૬૪૪ મરી ગયેલાને જેમ દવા ફાયદો કરતી નથી તેમ અજ્ઞાનીને જ્ઞાન આપવું ફોગટ છે.

૬૪૫ હરીજનો ઇશ્વર સિવાય બીજા કોઇની આશા રાખતા નથી. ઇશ્વરના રાજ્યમાં જે જેવું કરે છે તે તેવું ભોગવે છે.

૬૪૬ બાવળ નીચે બેસનારને કાંટા વાગ્યા વીના રહેતા નથી, તેમ કુસંગનો સગ કરનાર કોઇ દીવસ સુખ પામતો નથી.

૬૪૭ દુધમાં ભળેલું પાણી જેમ દુધને ભાવે વેંચાઇ જાય છે, તેમ સાશને સંગે નઠારા પણ સારા ગણાય છે.

૬૪૮ ઘડીનો ભરુ ...થી, માટે સમજુ માણસે આજનું કામ કાલ ઉપર

રાખવું નહિ.

૬૪૯ જેમ એક નાહનું ચાખડું મોટા વહાણને ડુબાવી દેછે તેમ નાનું પાપ પણ જીવને નરકમાં લઇ જાય છે.

૬૫૦ સીંહનું બચ્ચું નાનું હશે ત્યારે તેને સહેલાઇથી મારી શકાશે, પણ મોટું થયા પછી મારવું મુશ્કલ થઈ પડશે; તેમ પાપને પણ તેવુંજ જાણજો.

૬૫૨ એક ઝીણું દોરડું મોટા વ્હાણને અટકાવી રાખે છે ને આગળ વધવા દેતું નથી; તેમ તમારામાં રહેલી થોડી ઘણી માયા પણ તમોને ભકતીમાં આગળ વધતા અટકાવ્યા ન રાખે એ સુરત રાખજો.

૬૫૩ મરેલા પાપી માણસને જીવતો કરીને તેને પાપ કરવાની પાછી તક આપવી તેનાં કરતાં કોઈપણ પાપી માણસને બોધ આપી પવિત્ર કરવો એ વધારે ઉત્તમ છે.

૬૫૪ ફુટેલા ઘંટનો રણકો જેમ બરાબર નીકળતો નથી તેમ અનિતીવાન ગુરૂઓના બોધ પણ અસર કરતા નથી.

૬૫૬ હરીજનથી પાપ થઈ જાય છે. પણ તેનું દીલ પાપમાં હોતું નથી.

૬૫૭ જેવું તમે તમારૂં ઈચ્છો છો તેવું સૌનું ઇચ્છતા થશો ત્યારે તમે પ્રભુના ગણાશો.

૬૫૮ લાખોને કરોડો રૂપૈઆ આપીએ તોપણ ગએલો વખત પાછો આવતો નથી, માટે કોઈ પણ મનુષ્યે નકામો વખત ગુમાવવો જોઇએ નહી.

૬૫૯ સાકરની ઉકળતા ચાસણી પાસે જેમ માખીઓ જતી નથી તેમ ક્રોધી ની પાસે સારાં માણસો જવા ચાહતા નથી.

૬૬૦ વેપારીઓ જેટલો માલ બહાર ગામ મોકલે છે તેટલો અવેજ તેને પાછો મળે છે તેમ તમે જેટલું પ્રભુને અર્પણ કરશો તેટલું પાછું મેળવશો એમ ખચીત જાણજો.

૬૬૧ જે પોતાને મોટો માની બેસે છે તેને પ્રભુ સૈથી હલકો ગણે છે.

૬૬૨ ફળવાળી ડાળો જેમ સદાય નમેલી દેખાય છે તેમ દિનતાવાળા હરીજનો પણ હમેશાં નમ્ર રહે છે.

૬૬૩ જ્યારે તમારા સગા તથા તમારા મિત્રોને તમારે ઘેરે તેડો ત્યારે તમારી શકિત પ્રમાણે સત્કાર કરજો, પણ જ્યારે રાજાને ને તેના કારભારીઓને તેડો ત્યારે તો તમારા ગજા પ્રમાણે નહી પણ તેઓની

લાયકી પ્રમાણે વર્તજે, તોજ તમે તેની કીંમત સમજ્યા એમ ગણાશે. તેમજ પ્રભુ અને પ્રભુનાજનો માટે તો જેનાથી જેટલું બને એટલું કરવું, તેમાં કોઇ વાતની કચાસ રાખવી નહીં,

૬૬૪ જેના હૃદયમા પ્રભુનો વાસ હોય છે ત્યાં હું પણું હોતુંજ નથી, અને જ્યાં હું પણું હોય છે ત્યાં પ્રભુનો વાસ હોતોજ નથી.

૬૬૬ નિતાથી વર્તના માણસની ભલે નિંદા વા સ્તુતિ થાય લક્ષ્મી પ્રાપ્ત થાય વા જતી રહે અને મરણ આજ થાય વા કાળાંતરે થાય છતાં તે પોતાના કર્તવ્યથી ચળાયમાન થતો નથી

૬૬૭ મનુષ્યરૂપે અવતર્યા છતાં બુદ્ધિની નિર્મળતા ન સાચવે તો તે મનુષ્ય નહિ પણ પીચાશજ છે.

૬૬૮ દુર્જનનો સંગ તજી જ્ઞાન વૃદ્ધ, ધર્મ વૃદ્ધ, તથા વિદ્યા વૃદ્ધ હોય, એવાઓ અભિપ્રાય લઇ કાગ કરવું, અને પછી તેમાં શીત, તાપ, ભય પ્રેમ, સમૃદ્ધિ અસમૃદ્ધિ, ઈત્યાદી લાભાલાભ સુખ કિંવા ઉપાધીઓ આવે તો પણ અડગ રહેવું, ને હાથ ધરેલું કાર્ય ન છોડવું.

૬૬૯ સુખથી હરખાવું નહિ, અને દુઃખથી ગભરાવું નહિ; સુખ મળવાથી આનંદ તરંગમાં તરનાર દુઃખનો દીવસ દ્રષ્ટિએ દીઠાથી દીલગીરીમાં ડુબી જાય છે.

જગત શત્રુ હતો તેને પાંડવો એ ચિરી નાંખ્યો. એમ ઘણા લોકોની લાંચ લેનારનો કોઇ વાટ પડનાર મળે છે.

૬૭૦ સુંદર દેખાવનો પણ પોશાક હીણો માણસ જેમ શોભતો નથી તેમ વિનય વિના વિદ્યા શોભતી નથી.

૬૭૧ જે કોઇ તમારી નિંદા કરે તેને કરવા દયો; ગુસ્સે ન થતાં, પહેલાં તે વિષે વિચાર કરો કે તેમાંથી કાંઇ પણ તમને લાગુ પડે છે. જે. તેમાં તમારી કોઈ પણ કુટેવ માલુમ પડે તો તેને તજવા વેળાસર યત્ન કરો.

૬૭૨ ધનથી પુત્ર પ્રિય છે, ને પુત્રથી પોતાનો દેહ પ્રિય છે, અને પોતાના દેહથી પણ ઈંદ્રીયો પ્રિય છે, ઈંદ્રિયો કરતાં પ્રાણ પ્રિય છે, અને પ્રાણ કરતાં અધીક પોતાનો આત્મા પ્રિય છે પણ સર્વથી આખર વધારે પ્રિય વહાલી જાણવી.

૬૭૩ કોઇને કંઇ પણ દુખ દેતાં પહેલાં વિચાર કરો કે જો તમને પણ તેજ પ્રમાણે કોઇ દુઃખ દેતો. શું તમને વસમું ન લાગે! માટે સદા દયાળુ સ્વભાવ રાખવો.

૬૭૪ બંડ કુંકનારથી એમ માની ન લેવું કે તે બોલે છે તેવુંજ કરી બ-તાવશે. દુનિયામાં કહેનારા ઘણા છે પણ કહેવા પ્રમાણે કરી દેખાડનારા થોડાજ છે.

૬૭૫ લાખોની લક્ષ્મી હોય, કરોડોની હરહમેશ ઉથલ પાથલ થતી હોય, ભવ્ય ભુવનો વસવા વાસ્તે હોય, છતાં આખો વખત પ્રવૃતિમાંજ પસાર થતો હોય, ક્ષણ પણ નિવૃતિ નજરે પડતી ન હોય તો પછી એક ભાર વાહક પશુ કરતાં એ મનુષ્યની સ્થિતિ કોઇ રીતે સારી નથી.

૬૭૬ ગમે તો ચક્રવર્તિ ભુપતિ હોય, અનેક દેશનો અધિપતિ હોય, અને ગમે તો ગરીબ મનુષ્ય હોય, પણ છેવટે સ્મસાનમાં સુવાનું, માટીમાં મળી જવાનું પ્રાણિ માત્રને માટે સરજાએલું છે. તો પછી "તું નાનો અને હું મોટો" એવો ભેદભાવ રાખી ગર્વથી ફુલાવું શા માટે?

૬૭૭ પૈસાદારને ભીખારી થઇ ગએલા દ્રષ્ટે દીઠા છે, મોટા નૃપતિઓનાં નામ નિસાન પણ નજરે પડતાં નથી, રમ્ય રાજનગરોના ખંડેરો ખોળ્યાં જડતાં નથી એવી રીતે સ્થિતિ પલટાઇ ગયાનાં અનેક પ્રમાણ પ્ર-ત્યક્ષ જોઇએ છીએ તો પછી સાંપ્રત સ્થિતિ સર્વોત્તમ સમજી ગર્વ કરવો ઘટારત નથી.

૬૭૮ માણસને શરીરમાં ખુંચેલી એક ઝીણી સોય પણ મહા વેદનાકારી થાય છે, તો પછી પોતે પ્રાપ્ત કરેલા પાપકંટકો માણસને અપાર પીડા આપે એ સ્વભાવિક છે.

૬૭૯ અધર્મનો પક્ષ લઇને લડનાર ગુરૂને પણ જે સંગ્રામમાં હણે તેજ ક્ષ-ત્રીય ધર્મને જાણનાર શુધ્ધ ક્ષત્રી છે.

૬૮૦ સુકુ લાકડું અને મુર્ખ કોઇને નમતાં નથી, તમે તેમ ન કરો. તેમ કરવાથી તમને અત્યંત નુકશાન છે. વિનયથી સર્વથા તમે જગપ્રિય થઇ પડશો કારણકે વિવેક હીણ મનુષ્ય નિંદાને પાત્ર થાય છે.

૬૮૧ ઉપકાર ઉપર ઉપકાર કરવો એમાં કાંઇ નવાઇ નથી પણ જ્યારે અ-પકાર ઉપર પણ ઉપકાર કરીએ ત્યારે આપણે આપણી ફરજ બજાવીએ છીએ એમ જાણવું.

૬૮૨ વિદ્યાનો મદ, ધનનો મદ, અને માણસનો મદ, ( હું મોટા કુટુંબવાળો છું ) એ સર્વ મદ મદાંધ એટલે ગર્વિષ્ઠ હલકા મનુષ્યના છે.

૬૮૩ કોઇની ચઢતી જોઇ અદેખાઈ ન કરો પણ તેવા થવા હર હમેશ તમારા દરજ્જાને છાજતો યત્ન કરો, ઇશ્વર તમારી ધારણાઓ પાર પાડશે.

૬૮૪ તમારી દુર્દશા દેખી ઇશ્વરને અથવા ભાવીને દોષ ન દયો, ઈશ્વર વિના અપરાધે કોઇને દુઃખી કરતો નથી, વિચાર કરશો તો માલમ પડશે કે તેમાં તમારો પોતાનોજ દોષ છે, ને તે સુધારશો એટલે તમારૂં શ્રેય થયા વિના રહેશે નહિ.

૬૮૫ અનુકુળ વખતે કોઇનું કલ્યાણ ન થયું, તો પછી પ્રતિકુળ વખતે શું થાય તેમ છે ? કારણકે અનુકુળતા સધળો વખત સ્થિર રહેતી નથી.

૬૮૬ ધનવાનો સુર્યાસ્ત થતાં સુધીમાં ધનનો સદઉપયોગ કરે નહિ, તો પ્રભાતે તે ધનનો ઉપયોગ તેનાથીજ થશે એમ નક્કી નથીં કેમકે કોણ જાણે પ્રભાતે તેનો માલીક કોણ થશે ?

૬૮૭ સુર્યાસ્ત સમયે જોવું કે આજે શું સુકૃત કર્યું છે, કારણ કે સુર્યાસ્ત કાળ આયુષ્યનો એક કટકો લેઈ જાય છે, તે પુનઃ મળતો નથી.

૬૮૮ કાલે કરવાનું આજે કરવું. સાંજપર રાખવાનું તે સવારમાં કરી લેવું, કારણકે મૃત્યુ કેટલું થયું ને કેટલું બાકી છે, તેનો વિચાર કરવા રહેતું નથી, તે તો અચાનક આવી ભેટે છે, જેથી આરંભ્યું અધુરૂં રહે છે, ને મનની મનમાં રહી જાય છે.

૬૮૯ સૌથી સમય વધારે બળવાન છે, પુરૂષ બળવાન નથી. કૌરવરૂપી કંટક વનનો નાશ કરનાર એનોએ અર્જુન હોવા છતાં તેના રક્ષણ નિચેની ગોપીઓને કાબા લુંટી લેવાને શક્તિમાન થયા હતા.

૬૯૦ જે જગતશત્રુ માણસ હોય છે તે સારા માઠા સૌની સાથે શત્રુતા કરે છે, તેનો ઘાટ ઘડનાર કોઇને કોઈ પણ મળી આવે છે.

૬૯૧ સંસારમાં મનુષ્યે મિત્રાચારી કરવી તે સજ્જન મનુષ્યની કરવી કેમકે સજ્જન મનુષ્યની મિત્રતા દ્રઢ રહે છે, ને તેથી દુનિયામાં સારી આબરૂ બંધાય છે.

૬૯૨ માણસો દુઃખથી ડરે છે પણ જે પાપથી દુઃખ પેદા થાય છે તે પાપને તજવા ચ્હાતા નથી. એ કેવી નવાઈ છે ?

૬૯૩ ગુલાબના ઝાડને પાણી નહીં પાઓ તો તે સુકાઇ જશે તેમ તમો પણ જો હરરોજ સતસંગ નહીં કરો તો ભક્તિમાં મોળા પડી જશો.

૬૯૪ જે આપણી પાસે છે તે બધું પ્રભુ અર્થે દઇ દઈએ તો પણ આપણને પ્રભુએ જે આપ્યું હતું તે આપ્યું, એમાં વધારે તે શું કર્યું ?

૬૯૫ વૈખરી વાણી, શબ્દોનો પ્રવાહ, શાસ્ત્રોના વ્યાખ્યાનોમાં નિપુણતા અને વિદ્વાનોની વિદ્વતા એ સઘળું ભોગને માટે છે પણ મોક્ષને માટે નથી.

૬૯૬ યોગ જાણવાથી, સાંખ્ય જાણવાથી, કર્મો કરવાથી કે અન્ય વિદ્યાઓથી કદાપી મોક્ષ નથી, માત્ર જીવ અને પરમાત્માની ઐક્યતા સમજાયાથીજ મોક્ષ મળે છે.

૬૯૭ ઇષ્ટ કે અનિષ્ટ પદાર્થની પ્રાપ્તિ થતાં સમદ્રષ્ટીપણાને લીધે જેનું મન સદા સર્વદા નીર્વિકારજ રહે તેને જીવનમુક્ત જાણવો.

૬૯૮ જેમ પોતાના જાગ્યા વિના પોતાનું સ્વપ્નું નાશ પામતું નથી તેમજ બ્રહ્મતત્વના બોધક તત્વવેત્તાના સદ્બોધથીજ જ્ઞાન પ્રાપ્ત થતાં મુક્તિ થાય છે અન્ય પ્રકારે નહિ.

૬૯૯ જ્યારે ક્રમશઃ સંપૂર્ણ આત્મ ત્યાગનો અભ્યાસ કરવામાં આવે ત્યારે જ માનસીક શક્તિની વૃદ્ધિ થાય છે, સહજ પ્રફુલ્લતા પ્રાપ્ત થાય છે મહત ઉદ્દેશ સાધવાને ઉત્સાહ થાય છે અને સંસારિક સ્વરૂપ બદલાઇ જાય છે.

૭૦૦ સ્વર્ગિય શક્તિના સમીપમાં સંપૂર્ણ આત્મસમર્પણ કરવાથી ચારો તરફ જે દિવ્ય આનંદ જણાય છે, શાંતિ અને સૌંદર્યનો જે લાભ થાય છે તેની બરાબરી કોઇ પણ સંસારિક સુખ કે અધિકાર કરી શકતા નથી માટે તે તરફ પ્રયત્ન કરવો.



# વલ્લભદાસની ત્રીજોરીઓ.

## નકલી કોણ.

શું મુંબાઇમાં ત્રીજોરીઓ બને છે, અરે ભુલો છો, **પહેલ વહેલાં અમદાવાદમાં વલ્લભદાસને ત્યાંજ ફાયરપ્રુફ તીજોરી બની છે.** તે જોઇ તેમના કારીગરો લઇ જઇ ફાયરપ્રુફ તીજોરી બનાવતાં મુંબઇના જાણીતા મેકરો શીખ્યા છે ને મોટી ગોટી જાહેર ખબરો છપાવી લોકોને ભોળવે છે તેથી ભોળવાશો નહીં. હરીફાઇમાં ઉતારો.

**પુરાવો**—કેટલાક જાણીતા મેકરો તીજોરીવાળાઓ મોટા બણુગા ફુંકી જણાવે છે કે અમારી ત્રીજોરીમાં ભરાતા મશાલા જુદાજ હોય છે, ને રસાયણ શાસ્ત્રીઓ પાસે, પાસ કરાવેલ છે, તેવું જણાવી તીજોરીમાં મસાલા તરીક ઘણે ભાગે ફટકડીજ ભરે છે. થોડા વખતમાં તીજોરીના પ્લેટોને ફટકડી ખાઇ જઇ કાણાં પાડી નાંખે ? તેવી તીજોરી ટુંક વખતમાં સીમેલી તેને કાંણા પડી ગયાં છે, ત્યારે રસાયણ શાસ્ત્રી પાસે, પાસ કરાવેલ મશાલો આવોજ કે ?

**મુંબઇવાળાને તીજોરી ઉપર કેટલાં ખરચ**—કારખાનાઓનાં ભાડાં શો રૂમના ભાડા, મેનેજરના પગાર, મેતાઓના પગાર, કામ કરનારા માણસોના ડબલ પગાર, શેઠનો નફો, શાખાઓમાં માણસોના પગાર, મકાન ભાડું, રેલવે ભાડું, પેકીંગ ખર્ચ, જકાત ખર્ચ વિગેરે કેટલાંએક ભારે ખર્ચ પડે છે.

**કીફાયત ભાવ કેમ**—અમદાવાદમાં મકાનભાડું, કારખાના ભાડું થોડું અને કારખાનામાં કામ કરનારા ઘણુંખરા માણસો ઘરના, બાકીના પગાર વાજબી, અમારી પોતાની જાત મેહનત, મેહેતા પણ પોતેજ, નફો સાધારણ એટલે કીફાયત મળવાનું કારણ.

**પુરાવો—વલ્લભદાસની પેટંટ તીજોરીઓ**—કળો સ્પ્રીંગો વીગેરેથી કામ મજબુત ને ટકાઉ છે, તીજોરીઓ જોઇ ખાત્રી કરો,

**ફાયરપ્રુફના અખતરા કયાં કયાં**—સરદાર બહાદુર શેઠ લાલભાઇ દલપતભાઇ રા. રા. નગીનદાસ પુરશોતમદાસ સંઘવી વીગેરે ઘણે ઠેકાણે થયેલા છે ને કેટલાએક **સરટીફીકેટો ને. ચાંદ મળેલા છે.**

**કયાં કયાં વપરાય છે.**—મોટા નાના રાજ રજવાડાઓમાં, બેંકોમાં, ઇન્જીનીએર ઓફીસોમાં, મ્યુનીસીપાલીટીઓમાં, નાના મોટા શેઠ સાહુકારોમાં, નાની મોટી મીલોમાં તેમજ બહાર દેશાવરોમાં.

**મી. વલ્લભદાસ હીરાચંદ—અમદાવાદ.**

**કારખાનું અને શો રૂમ.—પાનકોરના નાકે**

ચ્યાર ભાગમાં પ્રગટ થયી

# કુંદન અને કુસુમ.

દોહરો.

કલાગરો છે દીકરો, ગુણવંતી છે નાર;
જેના ઘરમાં તે વસે, ધન્ય તેનો અવતાર.

આ રસભરી જીવન કથામાં સંસાર વ્યવહારની અવનતીના કારણરૂપે મનાતાં બાળલગ્ન, વૃદ્ધલગ્ન, દ્વિત્રિયાલગ્ન, કન્યાવિક્રય અને પુર્નલગ્નના વિષયોના કેન્દ્ર બિન્દુના કલ્પના પ્રદેશમાં કુંદન અને કુસુમ પાત્રો કલ્પી તે દ્વારા સુધારાના સપાટા, કુળ મોટાઇના કઢાપા, જમાનાના ઝપાટા, પ્રેમની શુળી ને હૈયાની હોળીના આચાર વિચાર ઘણી સરસ ભાષામાં ખુબીભરી રીતે આબેહુબ બતાવવામાં આવ્યા છે, તે સાથે આધુનિક આર્ય ઘર સંસારનું પ્રતિબિંબ સારી રીતે પાડવમાં આવ્યું છે.

આ નવલકથા એટલી બધી રસિક છે કે તેના થોડાક પાનાં વાંચતાંજ વાંચકોના મનમાં પુરેપુરી વાંચવા જીજ્ઞાસા ઉત્પન્ન થશેજ એમ અમે ખાત્રીથી કહીએ છીએ. એક વખત મંગાવીને વાંચવા અમારી ખાસ ભલામણ છે.

**ભાગ ૧–૨–૩–૪–૫ તૈયાર છે. ભાગ ૬ ઠો છપાય છે.**

દરેક ભાગની કીંમત રૂ. ૦–૧૨–૦ ટપાલ ખર્ચ જુદું.

સોલ એજન્ટ.

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૧૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

ચોકખો માલ અને પાકી ગેરંટીથી.

# ચાંદી સોનાના દાગીના

# તૈયાર.

## પંચાલ. શીવલાલ દયારામ.

ઠે૦ રતનપોળને નાકે દુ. નં. ૨૯૪. પુલ ઉપર

રીચીરોડ—અમદાવાદ.